२०१८

અંગ્રેજી ભાષાંતરપાઠમાળા.

ભાગ બીજો.

કીંમત ૪॥ આના.

The Department of Public Instruction, Bombay.

# ENGLISH EXERCISES,

## PART II.

BY

REV. T. L. WELLS, B. A.,

REVISED AND EDITED BY

RAO SAHEB MAHIPATRAM R. NILKANTH,

GUJARATI TRANSLATOR, EDUCATIONAL DEPARTMENT.

FOURTH EDITION,

SANCTIONED FOR

STANDARD III. OF ANGLO-GUJARATI SCHOOLS.

# અંગ્રેજી ભાષાંતરપાઠમાળા,

ભાગ બીજો.

બનાવનાર

રેવરન્ડ ટી. એલ. વેલ્સ, બી. એ.

આવૃત્તિ ચોથી—૬૦૦૦ પ્રતો.

એંગ્લોગુજરાતી નિશાળોના ત્રીજા ધોરણને માટે આ પુસ્તક મંજૂર કરેલુંછે.

Bombay:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1883.



*Price 4½ Annas.*

# PREFACE TO THE SECOND EDITION.

Though this book forms the second part of the Pathmala series of school books, it was the first to be written, and was consequently as a first attempt characterized by many imperfections. In this second edition it has been sought to remove these ; and as from the time the book was originally prepared till the present, valuable experience was being acquired and additional material collected, the author flatters himself that teachers will find this edition a much more complete work and more worthy of their favourable appreciation.

The improvements that have been made are as follows : (1) The elimination of rare words. (2) The removal of awkward and unidiomatic sentences. (3) The remodelling of certain lessons. (4) The introduction into old exercises of new sentences containing words and thoughts familiar to the class of pupils for whom the work is intended. (5) The insertion of new lessons and exercises. (6) The addition of a glossary.

### *Extract from the Preface to the First Edition.*

It is intended that the pupils should write these exercises out in exercise books, and no teacher should be content with an oral translation. The rules, observations, and compose which compose the lessons . (બોધપાઠ) should be carefully explained by the teacher and thoroughly understood by the pupil at the time of appointing a task, and before any attempt be made at writing out. I should also advise that exercises which have required much correction be re-written. The meanings prefixed to the exercises should be committed to memory.

T. L. WELLS.

*Surat*, 1874.

### એડિટરની સૂચના.

આ પુસ્તક ઇંગ્રેજી ભાષા શીખવામાં બહુ ઉપયોગી છે એમાં વાંધો નથી, પણ એમાં જે ગુજરાતી છે તેમાં ઘણે ઠેકાણે રૂઢીદોષ હતા. પરદેશીના લખાણમાં એમ હોય તેમાં નવાઈ નથી. કેટલેક ઠેકાણે મેં સુધારેલુંછે. એ સુધારવું કઠણ છે ને એકદમ બધા દોષ સુધરી શકતા નથી. જેમ જેમ આવૃત્તિઓ છપાતી જશે તેમ તેમ તેઓને ઓછા કરવાનો પ્રયત્ન કરીશ. તે દરમીઆન શિક્ષકે જ્યાં એવી ખોડ જણાય ત્યાં સુધારીને શીખવવું. આ ગ્રંથકર્ત્તા સાહેબે આ અને એવી બીજી ચોપડીઓ રચી આપણા દેશપર ઉપકાર કર્યોછે. તેમના મૃત્યુથી દિલગીર થયા છીએ.

મહીપતરામ રૂપરામ નીલકંઠ,

ગુ. ત્રા. એ. ડિ.

અમદાવાદ, ૧૮૭૮.

# સાંકળિયું.

બોધપાઠ. | વિષય. | પાંડક.

# બોધપાઠ ૧.

## AN અથવા A નો ઉપયોગ. ભાગ ૧.

### THE USE OF THE ARTICLE AN.

૧) An નો અર્થ એક કે એકાદું છે, પણ ગુજરાતીમાં એક ન હોય એવે ઘણે પ્રસંગે અંગ્રેજીમાં an બોલાયછે, જેમકે, ગધેડા કરતાં બળદ મોટો છે. An ox is larger than an ass; તે અંગ્રેજ છે. He is an Englishman.

૨) નિયમ.—(અ) વિશેષ નામો, જેમકે, Gopal, Henry, Asia.*

(આ) અનેકવચન થતું ન હોય એવાં નામ, જેમકે, Gold, ink, wheat.

(ઇ) ભાવવાચક નામો, જેમકે, Pride, guilt, faith.*

(ઈ) અનેકવચનમાં હોય તેવાં નામ, જેમકે, Books, kings, hills.

એ ચાર જાતનાં નામની પૂર્વે an લાગતો નથી; પણ એ સિવાય બધા પદાર્થ કે પ્રાણીનાં નામ આગળ એકવચનમાં an લગાડવો જોઈએ.

૩) સૂચના.—ગુજરાતીમાં નામની પૂર્વે "એક" લગાડયાથી છેક ખોટું ન દેખાય તો અંગ્રેજીમાં an જોઈએજ; નહિતો an ન જોઈએ; જેમકે, મારી પાસે એક સોનું છે એમ ન કહેવાય, માટે અંગ્રેજીમાં I

---

* A Demosthenes, a Nero એવું કહેવાયછે ખરૂં. એનો અર્થ એવો થાયછે કે ડમાસ્થનેસ જેવો સુભાષક, નીરો જેવો નિર્દય, પણ એવે પ્રસંગે એ નામ વિશેષ નહિ પણ સામાન્ય જાણવાં. ભાવવાચક નામનો એક દાખલો બતાવવો હોય તો an આવે, જેમકે, His was tith that astonished every one, તેનું આકીન એવું હતું કે તેથી બધા દીંગ થઈ ગ[illegible].

have gold બરોબર છે. મારી પાસે ઘોડો છે એવું કહેવામાં આવેછે, પણ મારી પાસે એક ઘોડો છે એવું પણ કાંઈ કહીશકાય ખરૂં, માટે અંગ્રેજીમાં I have a horse એમજ લખવું જોઈએ.

૪) વ્યંજન ઉચ્ચાર આગળ an નો n ઊડી જાયછે, જેમકે A book, A house ( An book, An house નહિ).

૫) અભ્યાસપાઠ ૧.

| | |
|---|---|
| સૂરતનો of Surat | ચકલી a hen-sparrow |
| રહેવાશી an inhabitant | ચોખા rice |
| વાડી a garden | દાણો a grain |
| બનાવવું to make | દાળ pulse |
| વિશેષ નામ a proper noun | લાવવું to bring |
| સુતાર a carpenter, a joiner | જૂઠું (નામ) a lie |
| ભેંસ a buffalo | ગાતાંશીખવવું to teach to sing |
| વિદ્યાર્થી a scholar, a pupil, a student | ગીત a song |
| ચપ્પુ a penknife | વરસાદનું about the rain |
| અસ્ત્રો a razor | પટેલ a farmer, a patel |
| સૂડી clippers, nut-crackers | બંદીખાનું a prison |
| મજાનું fine, nice | પડીરહેવું to remain confined |
| કેવું what | ઠીક proper, nice |
| ચકલો a cock-sparrow | ગાંધી a druggist, a grocer. |
| | દુકાન a shop |

છોકરાએ નીચલાં વાક્યનો તરજુમો લખવો—

૧ હું ગૂજરાતનો છું. ૨ તે સૂરતનો રહેવાશી છે. ૩ તે વાડી બનાવેછે. ૪ ગોપાળ (એ)* વિશેષ નામ છે. ૫ કૂતરાને ચાર પગ હોયછે (has). ૬ તમે બ્રાહ્મણ છો કે રજપૂત? ૭ આ માણસ સુતાર છે. ૮ આ માણસો સુતાર હતા. ૯ મને ચોપડી આપો. ૧૦ ગાય કરતાં

* ચંદ્રાકાર કૌંસમાં જે શબ્દ આવેછે તેનો તરજુમો ન કરવો.

ભેંસ વત્તું દૂધ દેછે. ૧૧ અમે અમદાવાદની હાઈ સ્કૂલના વિદ્યાર્થી છીએ. ૧૨ આ ચપ્પુ છે કે અસ્ત્રો? ૧૩ તે સૂડીનો કકડો છે. ૧૪ તમારા ગામમાં નિશાળ છે? ૧૫ સૂરત ગામ છેકે શહેર છે? ૧૬ મારા ઘર પછવાડે કૂવો છે. ૧૭ આ કેવી મજાની ચોપડી છે? ૧૮ એક હતો ચકલો. ૧૯ અને એક હતી ચકલી. ૨૦ ચકલો (પાઠ ૧૫ જુઓ) લાવ્યો ૧૦
ચોખાનો દાણો ને ચકલી લાવી દાળનો દાણો. ૨૧ ચકલો જૂઠું બોલ્યો. ૨૨ આવો છોકરાં હું તમને વરસાદનું ગીત ગાતાં શીખવું. ૨૩ એક પ-ટેલને ત્યાં ગાય હતી. ૨૪ બંદીખાને પડી રહેવું ઠીક નથી. ૨૫ આજે હું મારા મામા સાથે ગાંધીની દુકાને ગયો. ૨૬ કાશી બોલી આશા હું મહેતાજી થાઉં (=થઈશ). ૧૦

છોકરાએ આ વાક્ય સુધારીને લખવાં—

1 Give me pen. 2 I want slate. 3 Have you pens? 4 This is pen. 5 That by you is an ink. 6 We are scholars. 7 You are scholar. 8 Take copy from here. 9 He is Englishman. 10 He stood on chair 11 An desk is not level but table is. 12 Do you like a books? 13 This here is picture of horse. 14 I keep an knife to mend an pens. 15 My father's is stone house.

---

## બોધપાઠ ૨.

### AN અથવા A નો ઉપયોગ. ભાગ ૨.

### ONE તથા AN માં ફેર.

### The Use of AN—*continued.*

### The Difference between ONE and AN.

૬) એકનો તરજુમો કોઈ વેળા one અને કોઈ વખતે an થાયછે.

૭) **નિયમ**—જ્યારે ગણત્રીની વાત આવેછે, ત્યારે એકનો તરજુમો one થાયછે, જેમકે, મને એક (=બે નહિ) ચોપડી આપો Give me

one book. સંખ્યા ન બતાવવી હોય તો એક નો તરજુમો an થાયછે, જેમકે, એક છોકરો (=છોડી નહિ) મને રસ્તે મળ્યો I met a boy on the road.

## ૮) અભ્યાસપાઠ ૨.

કૂવો a well
દેડકું a frog
તળાવ a pond
સિપાઈ a soldier, a policeman
ખેડવું to plough, to till, to cultivate
લૂગડું cloth, dress, a garment
ઘરેણું an ornament
પેદા કરેલું પ્રાણી a creature
ઊભું થવું to stand up
ઊભું હોવું to be standing
કરીને called
હીરકોરી ધોતી a loin-cloth with a silk border
હલકી પાઘડી a cheap turban
લેવું to buy
અપાવવું to get
બરણી a jar
મુઠો ભરીને a handful
કાઢવું to take out
એકજ but one, only one
બિચારો a poor man
વેઢો a joint
અંગૂઠો a thumb
પૂછડી a tail

૧ કૂવામાં દેડકું છે. ૨ તળાવમાં પાણી છે. ૩ આ સોનું છે. ૪ એક સિપાઈ મને બજારમાં મળ્યો. ૫ એક છોકરાએ એમ કહ્યું. ૬ એકજ માણસનું ખેતર ખેડવું છે. ૭ આ બાયડીનું લૂગડું છે. ૮ આ બધાં (એ) એકજ બાઈડીનાં ઘરેણાં છે. ૯ માણસ ઈશ્વરનું પેદા કરેલું પ્રાણી છે. ૧૦ એક છોકરો ઊભો થયો. ૧૧ એકજ છોકરો ઊભો થયો. ૧૨ તે રસ્તે ઊભો હતો. ૧૩ તે ખુરશીપર બેઠો. ૧૪ એક મોતી કરીને છોકરો હતો. ૧૫ તારે માટે હું એક હીરકોરી ધોતી લઈશ અને તમે એક હલકી પાઘડી અપાવીશ. ૧૬ એક નાની છોડી હતી તે (who) રોજ નિશાળે જાય (=જતી). ૧૭ એક છોકરો બરણીમાં હાથ ઘાલી (=ઘાલ્યો અને) મુઠો ભરીને બોર કાઢતો હતો. ૧૮ એકજ ઈશ્વર છે. ૧૯

આ બિચારાને એકજ હાથ છે. ૨૦ અંગૂઠાને એક વેઢો છે, પણ આંગળીઓને બે છે. ૨૧ ગાયને ચાર પગ અને એક પૂંછડી હોયછે. ૧૨

ભુલ કાઢવી (બધાં વાક્યોમાં ભુલ નથી)—

1 Have you an gold on your turban? 2 I have an gold ring. 3 This is good knife, it makes pens well. 4 In my school there is but a teacher. 5 You have two ears but a tongue. 6 Here are an oats for horse. 7 Can you grind a wheat? 8 I like to read books. 9 Here are an horse and ass. 10 Have you ever seen one elephant? 11 I once saw an whale.

---

## બોધપાઠ ૩.

### THE નો ઉપયોગ.

### The Use of the Article THE.

**૯)** The નો અર્થ "પેલા" કે "તે" ના જેવો છે, પણ "પેલા" તથા "તે" થી જેટલું નક્કીપણું જણાયછે તેટલું the થી નથી જણાતું માટે "તે" કે "પેલા" ગૂજરાતીમાં નથી આવતો એવી ઘણી વખતે the આવેછે, જેમકે આ મહેતાજીની ખુરશી છે This is the teacher's chair.

**૧૦) નિયમ**—કોઈ મુકરર પ્રાણી કે પદાર્થ જણાવવો હોય તો The વાપરવો, જેમકે, The Surat High School, The river at Broach.

**૧૧)** વિશેષ કે ભાવવાચક નામ આગળ an ન જોઇએ; તેમ એવાં નામ આગળ the પણ ન જોઈએ;* પરંતુ એ સિવાયનાં નામ

---

* પણ નામ પછવાડે of હોય તો the આગળ આવે, જેમકે The love of money.

એટલે પ્રાણી કે પદાર્થસૂચક નામ આવે અને કોઈ મુકર્ર પ્રાણી કે પદાર્થની વાત થતી હોય તો અંગ્રેજીમાં તે નામની પૂર્વે the જોઈએ.

**૧૨) સૂચના**—સામાન્ય નામનો તરજુમો કરતાં વિચાર કરો કે તેની પૂર્વે "જે" વિશેષણ લગાડાય કે નહિ. જો લગાડાય તો તે ઠેકાણે અંગ્રેજીમાં the જોઈએ, જેમકે, અમદાવાદમાં જે ભદ્ર The Bhudra in Ahmedabad. કાલે જે માણસ આવ્યાં The men who came yesterday. મેજપરની ચોપડી (જે મેજ કોટડીમાં છે તે મેજપર જે ચોપડી માટે અંગ્રેજીમાં મેજ અને ચોપડી એ બંન આગળ the જોઈએ). The book on the table.

**૧૩) અભ્યાસપાઠ ૩.**

| | |
|---|---|
| મહારાણી queen | પડવું to fall |
| ધંધો a trade, an occupation | પડીછે has fallen |
| ભણવું to learn | પલળવું to become wet |
| પરીક્ષા લેવી to examine | સુકવવું to dry |
| જગત્ the world | નિશાળમાં ભણવું to attend school |
| પેદા કરનાર a creator, the Creator | આગળ at |

૧ ગોપાળ સારો છોકરો છે. ૨ ઇંગ્લાંડનાં મહારાણી (સાહેબ) તમે જોયાં? ૩ મુંબઈના ગવર્નર (સાહેબ) મેં જોયાછે. ૪ અમદાવાદની હાઈ સ્કૂલમાં તમે ભણોછો? ૫ સૂતારનો ધંધો શીખુંછું. ૬ રાજાએ નિશાળની પરીક્ષા લીધી. ૭ આ તો મહેતાજી છે પણ છોકરા ક્યાં છે? પ ૮ તેઓ વાડીમાં છે. ૯ તમારી ચોપડી મેજપર છે કે પેટીમાં છે? ૧૦ મેં (તો) પટાવાળાને ચોપડીઓ આપીછે. ૧૧ પટાવાળાનું નામ શું છે? ૧૨ ઈશ્વર જગત્નો પેદા કરનાર છે. ૧૩ તેનું* નામ લક્ષ્મણ છે. ૧૪ દોડ, દોડ ચોપડી પાણીમાં પડીછે. ૧૫ ચોપડીનું પૂઠું પા- ૯ ણીમાં પલળી ગયું. ૧૬ તેને દેવતા આગળ સુકવો.

---

* નામ સાથે કોઈપણ નક્કી કરનાર શબ્દ (જેમકે, એ, તે, તેનો this, that, his,) આવે તો તે શબ્દથી the નું કામ થયું માટે the લખવો ન જોઈએ.

ભૂલ કાઢવી (બધાં વાક્યોમાં ભૂલ છે એવું નથી)—

1 River at Ahmedabad is deep in month of August. 2 Where is boat? 3 I saw boat on bank. 4 I live in Bombay. 5 I am the inhabitant of Nariad. 6 Did you pass matriculation examination? 7 I was in candidate class for two years but unfortunately failed at entrance examination. 8 Reach me Third Book. 9 I found book which you lost, where is inkstand? 10 Inkstand is on desk. 11 The piety is better than riches. 12 Boys learn. 13 Boy learns. 14 Boys of my class are reading second book.

## ૧૪) અભ્યાસપાઠ ૪.

કાચ a pane of glass, a pane
ભાગવું, તોડવું, ફોડવું to break
લાકડી a stick
ભાઈ સાહેબ sir
બેસી ગયો sat down
છોકરામાંનો કોઈ some one of the boys
કાચને લાકડી મારવી to throw a stick at a pane of glass; to strike a pane of glass with a stick
વારૂ well
પડવું to fall, to be lying
આ જગજીવન Jagjivan here
જાણતો હશે likely knows
ઉપર, પર on, upon
પરથી off
ઊતરવું to come down
રસ્તામાં પડ્યું છે is lying on the road
માંહેથી from within
કીમત price
કીમત આપવી to pay the price; to pay for
કલમ ઘડવી to mend a pen
કાંઈ નહિ nothing
તેથી therefore

૧ કાચ કોણે ભાગ્યો? ૨ છોકરાએ લાકડી નાંખી અને એક કાચ ભાગ્યો. ૩ છોકરાને લાકડી નાખતાં કોણે જોયો? ૪ ભાઈ સાહેબ, હું

(તો) ચોપડી વાંચતો હતો, પણ આ જગજીવન મેજ ઉપર બેઠો હતો તે
જાણતો હશે. ૫ જગજીવન મેજઉપરથી ઊતર, તેં તે લાકડી જોઈ હતી ?
૫ છોકરામાંના કોઈએ કાચને લાકડી મારી. ૬ સાહેબ હું કલમ ઘડતો
હતો તેથી તે વિષે હું કાંઈ જાણતો નથી. ૭ વારૂ, છોકરાઓ, કાચના કકડા
રસ્તામાં પડ્યાછે માટે માંહેથી કોઇએ કાચ ફોડચોછે; તેથી કાચની
૮ કીમત તમારે આપવી.

ભૂલ કાઢવી:—

1 When pane broke I was sitting on form reading one book. 2 This is boy who broke pane. 3 Judge with the impartiality. 4 These are rupees you asked for. 5 Put rupees in bag. 6 Do not speak of rupees in class. 7 I have prepared lessons and am working one sum in arithmetic. 8 In Post Office there is one vacancy, will you apply for situation? 9 I must ask Mr. N. for the letter of introduction, and then I shall apply for place.

---

## બોધપાઠ ૪.

### THE નો ઉપયોગ. ભાગ ૨.

### THE USE OF THE—*continued.*

**૧૫)** વાત કરતાં જે જે સામાન્ય નામ ફરીથી આવે તેને The લગાડવો જોઈએ.

**૧૬)** **અભ્યાસપાઠ ૫.**

| | |
|---|---|
| ભરવાડ a shepherd | છોકરો a boy, a son |
| ખરાબ bad | વટેમાર્ગુ a traveller |
| લાત (નામ) a kick | રસ્તે along the road |
| લાત મારવી to kick | પણ but |

પાસે * by, beside, near
પોતે himself
રાખીને kept and
આપવું to give, to give away
કહ્યું told
પાડું a young buffalo
જતન કરવું to take care of
ઘેલું stupid, foolish
જકી obstinate
માનવું to heed
ઢોર cattle

ઊંઘી જવું to go asleep
વાડો a yard, an enclosure
સટકી જવું to steal away
વગડો the fields, the country
મળવું to meet, to fall in with
ઝાલીને caught and
જક obstinacy
તેની ભૂલ છે it is wrong of him
દયા આવવી to be sorry for
બિચારૂં poor

૧ એક ભરવાડ હતો. ૨ તેની પાસે ગાયો તથા ભેંસો હતી (had): ૩ ગાયો સારી હતી અને ભેંસો ખરાબ હતી. ૪ પણ એક ગાય ખરાબ હતી, અને એક ભેંસ સારી હતી. ૫ તે ગાય ને તે ભેંસ એક ઘરની પાસે ઊભી હતી. ૬ ખરાબ ગાયે સારી ભેંસને લાત મારી. ૭ ભરવાડનો એક છોકરો પાસે હતો. ૮ તે છોકરાએ ભરવાડને તે કહ્યું. ૯ એક વટેમાર્ગુ તે રસ્તે જતો હતો. ૧૦ તે વટેમાર્ગુને પણ છોકરાએ તે કહ્યું. ૧૧ ભરવાડે પોતે ભેંસ રાખીને ગાય વટેમાર્ગુને આપી. ૧૨ બીજી ચોપડીમાં પાડાની વાત છે તે સારી વાત છે. ૧૩ પટેલને ત્યાં ઘણાં ઢોર હતાં તે તેમનું બહુ જતન કરતો હતો. ૧૪ પાડું ઘણું ઘેલું અને જકી હતું. ૧૫ તેણે ડાહી ગાયની શીખામણ માની નહિ. ૧૬ અને જ્યારે બધાં ઢોર ઊંઘી ગયાં હતાં (ત્યારે) વાડામાંથી છાનુંમાનું સટકી ગયું. ૧૭ પછી વગડામાં તેને એક વાઘ મળ્યો. ૧૮ વાઘે તેને ઝાલીને મારી નાખ્યું. ૧૯ પાડાએ પોતાની જકને લીધે આટલું ખમ્યું. ૨૦ ગાયની

---

* Beside નામયોગી છે તેની સાથે નામ જોઈએ, જેમકે He stood beside the river. By અને near વખતે નામયોગી જેવા અને વખતે ઠેકાણાસૂચક ક્રિયાવિશેષણ જેવા વપરાય, જેમકે He was near. He stood by while I wrote. The book is by you near the desk. (He stood beside while I wrote ન કહેવાય.)

શીખામણ કેમ નહિ માની? ૨૨ એમાં તેની મોટી ભુલ હતી તોપણ ૧૫બિચારા પાડાની મને દયા આવેછે.

ભૂલ કાઢવી (સઘળાં વાકય અશુદ્ધ છે એવું ન જાણવું)—

1 There was cow and there was buffalo. 2 Cow had two calves, but buffalo had a calf only. 3 The cow's calves and buffalo's calf used to watch them; when calves of cow hurt one calf of the buffalo then servant would take the stick and hit them one blow. 4 One day master told servant to bring rope from a stable and tie calves with the rope and not beat them with stick.

---

## બોધપાઠ ૫.

### THE નો ઉપયોગ. ભાગ ૩.

### THE USE OF THE—*continued.*

**૧૭)** અંગ્રેજીમાં વિશેષ્ય વગરના વિશેષણ આગળ પણ The આવેછે. એવી રીતે વિશેષણ આગળ The આવ્યાથી ભાવવાચક નામ અને વર્ગસૂચક નામ થાયછે, જેમકે, Idolatry is the worship of the visible મૂર્તિપૂજા એ દેખાતાની ભક્તિ છે. The poor think the rich happy ગરીબ* પૈસાદારને સુખી જાણેછે.

**૧૮)** વળી એકવચનમાં નામ આગળ the આવે તો વર્ગસૂચક નામ થાયછે, જેમકે The horse is stronger than the ox બળદથી ઘોડો જોરાવર છે.

---

* વિશેષ્ય વગર વિશેષણ એ રીતે આવેછે ત્યારે તેનો તરજુમો બે રીતિએ થાય—વિશેષણ આગળ The લગાડયાથી, જેમકે the poor, the rich; અથવા વિશેષણ પછવાડે people લગાડયાથી, જેમકે poor people, rich people, પણ યાદ રાખવું જોઈએ કે The હોય તો people ન જોઈએ અને people હોય તો The ન જોઈએ.

૧૯) Man, woman આ બે નામ વર્ગસૂચક છેજ માટે વર્ગ જણાવાસારૂ તેમની પૂર્વે The ન જોઈએ, જેમકે Man is superior to the elephant હાથીથી માણસ શ્રેષ્ઠ છે.

૨૦) **અભ્યાસપાઠ ૬.**

| | |
|---|---|
| બર્ક Burke (વિશેષનામ) | ઊંટ a camel |
| રચવું to compose, to write | પ્રાણી an animal, a being |
| ચહાવું to love, like | ભાગ થવા to consist of; ધોળો ભાગ the white; કાળો the pupil |
| ધિક્કારવું to hate | નબળું weak |
| તજવું, આઘા રહેવું to forsake, renounce | લાચાર destitute |
| ભુંડું, દુષ્ટ wicked | મદદ કરવી to help |
| ઘણા many, several | ઉદ્યોગી industrious, energetic |
| સંખ્યા વધારે થવીto outnumber | પાર પડવું to succeed |
| દયા mercy | બહેરૂં deaf |
| દયાળુ merciful, kind | વાંચતાં લખતાં to read and [write |
| દયા રાખવી to be kind to | વાતકરવી to talk, to converse |
| લાલી red (noun); તંદુરસ્તી health; થવુંto be caused by | નુકસાન કરવું to injure |
| ગરીબ poor, humble | અનીતિવાન immoral |
| અદેખાઈ કરવી to envy | ઉદાર liberal, charitable |
| વહેલું મોડું sooner or later | |

૧ બર્કે સુંદરપણા વિષે એક પુસ્તક રચ્યુંછે ૨ સાચાને (=સાચી વાતને) ચાહો અને ખોટાને ધિક્કારો. ૩ દુષ્ટ(માણસો)થી આઘા રહો. ૪ અમેરિકાના ઘણા ભાગમાં કાળા (લોકો)ની સંખ્યા ગોરા કરતાં વધારે છે. ૫ ગરીબ ઉપર દયા રાખવી જોઇએ(We should--). ૬ તેના ગાલપરની લાલી તંદુરસ્તીથી થએલીછે. ૭ ગરીબ પૈસાવાળાની અદેખાઈ કરેછે; પણ ૫ ઘણી વેળાએ પૈસાવાળા કરતાં ગરીબ સુખી હોયછે. ૮ ઘોડા કરતા ઊંટ મોટું જાનવર છે. ૯ ઘોડાની પૂછડી કરતાં ઊંટની પૂછડી ટૂંકી હોયછે. ૧૦

માણસ ઘોડા કરતાં મોટું પ્રાણી નથી. ૧૧ આંખના બે ભાગ હોયછે, જે
ધોળો ભાગ છે તે અને ડોળો. ૧૨ ઇંગ્લાંડમાં આંધળાને સારૂ નિશાળો છે.
૧૦ ૧૩ લાચારને મદદ કરવી જોઇએ. ૧૪ ઉદ્યોગી (માણસ) ઘણુંકરીને પાર
પડેછે. ૧૫ આંધળા અને બહેરાને પણ વાચતાં લખતાં શીખવેછે, મૂં-
ગાને તેઓની આંગળીઓ વડે વાત કરતાં શીખવેછે (uso the pas-
sive voice). ૧૬ ભૂંડા (લોક) વહેલા મોડા શિક્ષા પામેછે (use the
passive). ૧૭ અનીતિવાન પોતાને નુકસાન કરેછે. ૧૮ બેટા તું ભૂંડા
૧૫ સાથે જઇશ મા. ૧૯ આ છોકરો સારો છે. તે માંદાં અને ગરીબ પર દયા
રાખેછે. ૨૦ ઉદારના ઘર આગળ ગરીબ (લોક) ભીખ માગેછે. ૨૧
૧૭ ભેંસ મોટું જબરૂં જનાવર છે.

---

# બોધપાઠ ૬.

## નામનું અનેકવચન રૂપ.

## THE PLURAL OF NOUNS.

**૨૧**) ગુજરાતીમાં ઘણાંક નામને ઓ પ્રત્યય લગાડયાથી અનેકપણાનો અર્થ દર્શાવાયછે. અંગ્રેજીમાં અનેકવચનની નિશાની s કહેવાયછે. પણ s ઉમેર્યા સિવાય બીજી રીતે પણ થાયછે.

**૨૨**) **નિયમ**—(અ) એકવચનમાં નામ હોય તો તેને s ઉમેરે તેનું અનેકવચન થાયછે, જેમકે map, maps; cap, caps.

(આ) એકવચનમાં નામના અંત્યાક્ષર ss, sh, ch (ચ), x અથવા o હોય તો es ઉમેરવો જોઇએ, જેમકે kiss, kisses; fish, fishes; coach, coaches; box, boxes; buffalo, buffaloes.

(ઇ) નામનો અંત્યાક્ષર f કે fe હોય તો તેનો ves કરવો, જેમકે loaf, loaves; life, lives. પણ dwarf, scarf, wharf, brief, chief, grief, handkerchief, gulf, turf, surf, hoof, roof, proof, reproof, fife, strife તથા safe એને s એકલો લગાડવો, જેમકે, scarfs, chiefs, hoofs, વગેરે.

(ઈ) અંત્યાક્ષર y હોય અને y ની પૂર્વે વ્યંજન હોય તો y નો ies કરવો જોઇએ, જેમકે, duty; duties. y ની પૂર્વે સ્વર હોય તો સાધારણ રીત પ્રમાણેજ અનેકવચન થાયછે, જેમકે, boy, boys. [illegible] પણ money નો monies થાયછે. Monies = sums of money.

## ૨૩) અભ્યાસપાઠ ૭.

નીચેનાં નામનાં અનેકવચન લખો—

Dog, ass, loaf, bush, wife (પરણેલી બાઈડી), lady (બાઈ સાહેબ, મડમ સાહેબ), book, horse, lake (સરોવર), lass (છોડી) hero (શૂરો પુરૂષ), fox (લોંકડી), coach (ઘોડાગાડી), fish, beauty (સુંદરપણું, સુંદર બાઇડી), queen, duty (ધર્મ, ફરજ), king, table, life, negro (સીધી), fly (માખી), maid (જુવાન, બાઈડી, કુંવારી), city (શહેર), church (ખ્રીસ્તીદેવળ), box, harp (એક જાતનું તંબુરાને મળતું વાજું), knife, rose (ગુલાબનું ફૂલ), jelly, volcano (જ્વાળામુખી), wish (ઈચ્છા), grate (લોઢાનો ચૂલો), inch, fire, lily (કમળનું ફૂલ), branch (ડાળી), shelf (હવરાઈ, છાજલી), hope (આશા), thrush (એક જાતનું પક્ષી).

ભૂલ કાઢવી:—

1. Fishs, crowdes (ટોળાં), chaires, tables, sofas, wolfs (વરૂઓ), peoples (લોકો), knifes, partys (સમૂહો), safes (લોઢાંની પેટીઓ), griefes (દુ:ખો), hooves (ખરીઓ). 2 Besides keeping the keyes of the safes he has other dutys to perform. 3 Give me the moneys you got for the muffes and handkerchieves from the chiefes. 4 There are four brieves for five attornies.

5. Firs અને fires માં શો ફેર છે? grief અને grieves? hats અને hates? safes અને saves? caps અને capes?

## બોધપાઠ ૭.

### નામના અનેકવચનનાં અનિયમિત રૂપ.

### NOUNS HAVING IRREGULAR PLURALS.

૨૪) કેટલાંએક નામનાં અનેકવચન રૂપમાં s આવતો નથી.

| | | | |
|---|---|---|---|
| Child | children | Ox | oxen |
| Man | men | Cow | kine (અથવા cows) |
| Woman | women | Sow (ભુંડણ) | swine (અથવા sows) |
| Foot | feet | Louse (જૂ) | lice |
| Tooth | teeth | Mouse (ઉંદર) | mice |
| Goose (હંસ) | geese | | |
| Deer (સાબર) | deer | Sheep | sheep |

૨૫) અભ્યાસપાઠ ૮.

| | |
|---|---|
| નીચે beneath, under | તીણું sharp |
| તેમનું their | જંગલી wild |
| તેમની પાસે beside them | ડૂબીમરવું to be drowned |
| પાળવું to feed, to keep | ઊન wool |
| પાળેલું tame, domestic | ગરમ લુગડાં warm clothes |
| ચરવું to graze, to eat grass | ત્રણેક about three |
| તસુ an inch | જબરૂં strong |
| દાણા grain | વાડો a court-yard |

૧. એક ઝાડ નીચે બે માણસ અને તેમની બે બાઈડીઓ બેઠી હતી. ૨ તેમની પાસે તેમનાં નાનાં છોકરાં રમતાં હતાં. ૩ ખેતરમાં પાળેલા હંસ ચરતા હતા. ૪ રસ્તામાં (on) એક છોકરૂં હંસને દાણા નાખતું હતું. ૫ હંસના દાણા ત્રણ ઉંદરડી ખાતી હતી. ૬ ઉંદરડીના દાંત તીણા હતા. ૭ એક ખેતરમાં એક સાબર હતું અને બીજામાં ત્રણ હતાં. ૮ આ ખેતરમાં

ઘણાં સાબર છે અને સાબરમાં (among) એક ઘેટું છે. ૯ સ્કાટ્લાંડ (દેશ) માં જંગલી સાબર થાયછે પણ ઇંગ્લાંડમાં નથી થતાં. ૧૦ ઇંગ્લાંડનાં ઘેટાં મોટાં હોયછે. ૧૧ વહાણમાંનાં ત્રણ ઘેટાં ડુબી મૂઆં. ૧૨ ત્યાં મારાં બે પાળેલાં હરણ છે. ૧૩ ઘેટાના વાળને ઊન કહેછે, તેનાં ગરમ લુગડાં બનેછે. ૧૪ દેડકું ત્રણેક તસુ લાંબું થાયછે ૧૫ દેડકાને ૧૦ દાંત નથી. ૧૬ કેટલીક જાતનાં ઘેટાંને શીંગડાં હોયછે ને કેટલીકને હોતાં નથી. ૧૭ ઊંદરના દાંત બહુ જબરા હોયછે. ૧૮ એક પારસીના વાડામાં ગાયો, ભેંસો, વાછરડાં, તથા હરણ મેં જોયાં. ૧૩

ભૂલ કાઢવી (કોઈ વાક્ય શુદ્ધ પણ હોય).

1. Six womeu and four mans were sitting at dinner. 2 The oxes were tied to the cart. 3 Some cows were in the field. 4 The childs were run after the sheeps which ran as swift as deers. 5 Deers have hair and sheeps have wool on their backs. 6 Six geese have twelve foots, so have three mouses. 7 Geese have no teeths but mouses have sharp tooths.

---

## બોધપાઠ ૮.

### જે નામોને અનેકવચનનાં બે રૂપો છે તે.

### DOUBLE PLURALS.

**૨૬)** કેટલાંક નામના અનેકવચનમાં બે રૂપ થાયછે. આ બે રૂપના જુદા જુદા અર્થ થાયછે.

| એકવચન. | અનેકવચન. |
|---|---|
| Brother | Brothers એક માબાપના દીકરા.<br>Brethren એકજ વર્ગનાં માણસો. |
| Die | Dies (daiz) સિક્કો પાડવાની છાપ.<br>Dice (dais) પાસા. |

| | | |
|---|---|---|
| Genius | Geniuses | મહાબુદ્ધિમાન પુરૂષો. |
| | Genii | ભૂત. |
| Index | Indexes | અનુક્રમણિકા. |
| | Indices | ઘાતચિન્હ. |
| Pea | Peas | વટાણાના જુદા જુદા દાણા. |
| | Pease | વટાણા. |
| Penny | Pennies | પેનીઓના જુદા જુદા સિક્કા. |
| | Pence* | પેનીની હુંડે કીમત. |

## ૨૭) અભ્યાસપાઠ ૯.

મંડળી a society
સભાસદ a member
બહુ (વિશેષણ) much
બહુ (ક્રિયાવિશેષણ) very
બગાડ mischief
પાવલી a quarter rupee, a four-anna piece
જુદું different
અર્ધો a half rupee, an eight-anna piece.
વાવવું to sow
ભાર weight
બીજગણિત algebra
મને ઊકલેછે, I know, can read
-ની વાત માનવી to believe in
-ની વાત વાંચવી to read the story of

૧ તે મારો ભાઈ છે. ૨ આ બે માણસો ભાઈ છે. ૩ ચતુર્ભુજ તથા બાપુજી એક (same) મંડળીના સભાસદો છે માટે ભાઈઓ કહેવાયછે (and are therefore called—). ૪ પાસા નાની ચીજ છે પણ બહુ બગાડ કરેછે. ૫ પાવલી, અર્ધા અને રૂપિઆની છાપો જુદો પ(જુદી) છે. ૬ આ વટાણો છે? ૭ મારા હાથમાં ત્રણ વટાણા છે. ૮ છ પેનીઓનો ઘણો ભાર થાયછે, પણ છ પેનીના સિક્કાનો થોડો થાયછે (are very weighty, but—not very weighty). ૯ બીજ-

* Pence એકવચન હોય તેમ એનો અન્વય થાયછે. This sixpence is old ; These pennies are old.

ગણિતનાં બધાં ઘાતચિન્હ તમને વાંચતાં આવડેછે? ૧૦ ચોપડીઓની અનુક્રમણિકા જોયા પછી તે વાંચો. ૧૧ એક ચોપડામાં અનુક્રમણિકા નથી. ૧૨ ભુતની વાત હું માનતો નથી. ૧૩ એક દેવતાની વાત મેં ૧૦ વાંચી ૧૪ આ નિશાળના કેટલાક વિદ્યાર્થી મહાબુદ્ધિમાન થવાના છે (થશે)? ૧૫ કોઈ મહાબુદ્ધિમાન થવાનો નથી (no one will become—). ૧૩

ભૂલ કાઢવી:—

1 In my family there are six brothren and two sister. 2 This dice was cut in England. 3 Some dice in the mint are not used now. 4 I have searched the indices of these books. 5 Peas are a kind of pulse. 6 Split peas are called dàl. 7 Split these two pease. 8 This boy will turn out a genius for his brothren were all genii, except one who played dies.

---

## બોધપાઠ ૯.

### નામની વિભક્તિઓ.

**૨૮)** ગુજરાતીમાં જુદા જુદા પ્રત્યય લગાડ્યાથી નામની સાત વિભક્તિ થાયછે, પણ અંગ્રેજીમાં વિભક્તિનો એકજ પ્રત્યય છે. એટલે છઠ્ઠી વિભક્તિનો. બીજી વિભક્તિઓના અર્થ નામયોગીઓ લગાડેથી બતાવાયછે.

| | |
|---|---|
| તૃતીયા, કરણ, | એ by, of, from, with, by means of. |
| તૃતીયા, કર્તા, | એ કંઈ નહિ. |
| ચતુર્થી, સંપ્રદાન, | ને to, for, on. |
| પંચમી, અપાદાન, | થી from, of, off, out of. |
| સપ્તમી, અધિકરણ, | એ, માં at, to, in, on, by. |

છઠ્ઠીનો પ્રત્યય 's છે. અનેકવચન રૂપનો અંત્યાક્ષર s હોય તો 's નહિ પણ ' (આપોસ્ટ્રોફી) માત્ર લગાડવો, જેમકે A man's, a boy's, men's, boys'.

છઠ્ઠી વિભક્તિનો (કે સંબંધનો) અર્થ દર્શાવવાને નામયોગી of પણ વપરાયછે. જેમકે of a man, of men, of boys.

**૨૯) નિયમ**—કઈ વખતે 's લાગે અને કઈ વખતે of લાગે તે વિષે એવો સાધારણ નિયમ છે કે ધણીપણું અથવા કબજો બતાવવો હોય ત્યારે પુરૂષનાં નામને 's લગાડવો. જેમકે મહેતાજીની મેજ the teacher's table. બે ચીજોનો કંઈ પણ સંબંધ બતાવવો હોય ત્યારે of વાપરવો, જેમકે, લાકડાની મેજ a table of wood, સુરતનો કોટ the walls of Surat, પાઠમાળાનો તરજુમો a translation of Pathmala (Pathmala's translation એ છેક ખોટું છે). પણ કોઈ વખતે બેઉ રીત ચાલે, જેમકે, Napoleon's army અથવા the army of Napoleon. વખતે જુદા અર્થ થાયછે, જેમકે My brother's picture જેનો માલિક મારો ભાઈ છે એવું ચિત્ર અથવા જે ચિત્ર મારા ભાઈએ કાઢ્યું તે A picture of my brother જેમાં મારા ભાઈની છબી કાઢેલીછે તે ચિત્ર.

## ૩૦) અભ્યાસપાઠ ૧૦.

| | |
|---|---|
| ગોળી a ball, a bullet | જોડો a shoe |
| મારવું (મારી નાખવું) to kill | હાલ now, at present |
| વાઘ a tiger | ચોપડી a book, a work |
| નવાબ a nabob | મથાળું the top |
| આવવું to come, to arrive | ગોધો a bull |
| સવારી કરવી to ride | ટોળું a drove, a herd |
| કઠણ hard | માંહેલું of |
| કડિયો a mason, a bricklayer | શેરડી sugar-cane |
| બાંધવું to tie, to bind, to build | આવવું to come up |

| | |
|---|---|
| કનેથીએ from | પરમેશ્વર God, the Lord |
| ભારો a bundle | મહિમા glory |
| આકાશ the heavens | જણાવવું to declare |

૧ દલપતભાઈની ચોપડી રામચંદ્રને આપો. ૨ સિપાઇએ વાઘને * ગોળીએ (with) માર્યો. ૩ નવાબના ઘોડા આવ્યાછે. ૪ ફતેભાઈના ઘોડા ઉપર જમાલે સવારી કરી. ૫ ઘોડાની ખરી કઠણ છે. ૬ બધા છોકરાની ચોપડીઓ અહીંઆં છે. ૭ ઘરની ભીંત પડી ગઈ. ૮ કડિયો ઇંટોથી ભીંત ચણેછે. ૯ કડિયો ઇંટોની ભીંત ચણેછે. ૧૦ મારા ઘરમાં કાચની બે બારીઓ છે. ૧૧ ગામનાં બધાં માણસનાં ઘર. ૧૨ છોકરાનો જોડો. ૧૩ છોકરાઓના જોડા. ૧૪ હાલ તે અમદાવાદમાં છે. ૧૫ આ પ્લેટોની + ચોપડીઓ છે. ૧૬ રાજાની વાડીનો વાડ. ૧૭ બીજી ચોપડીના બત્રીસમા પાઠને મથાળે એક ગાયોના ટોળા માંહેલા ગોધાનું ચિત્ર છે. ૧૮ એક શેરડીનું ગાડું આવ્યું તેમાંથીએ બકરીએ શેરડીનો એક ભારો લીધો. ૧૯ આકાશ પરમેશ્વરનો મહિમા જણાવિછે. ૧૨

ભૂલ કાઢવી:—

1 Pompeys pillar. 2. Men' hopes. 3 Boy's' clothes. 4 My ancestors virtue is not mine. 5 Money is the misers god. 6 Johnson Lives of the Poets. 7 This chair is iron's and this stool is woods. 8 The Students Companion by Narharram. 9 The Kings gardens hedge. 10 On your way to the grocers shop call at the drapers. 11 Mens and boys clothes sold here.

* વાઘને એ કર્મ છે. અંગ્રેજીમાં કર્મનો પ્રત્યય નથી; અને તેની જોડે નામયોગી પણ આવતો નથી—killed the serpent, struck the table.

+ The books of Plato પ્લેટોએ જે ગ્રંથ લખ્યા તે. Plato's books પ્લેટો પાસે જે ચોપડીઓ તે.

## ૩૧) અભ્યાસપાઠ ૧૧.

ખીડ a meadow
કહીને called
મેળો a fair
ભેગા થવું to be assembled
ઠઠ a crowd
પાલખી a palanquin
કંદોઈ a confectioner
ભાતભાતનાં several kinds of
મીઠાઈ sweet-meats, confectionery
કથરોટ a tray
બરફી barfi
ચોસલું a square piece, a cake
ખડકી મુકવું to pile up
વોહોરો a bora, a pedlar
છેવટ at last
ઊંટની ગોવાલણી a woman who herds camels
હા કહેવી to consent
ઊતરવું to go down
કાઢવું to take out
ઘણું too much
ખાધે from eating
માંદા પડવું to become ill
પેલું the
જૂઠો a liar, a lying boy
તેડાવવું to send for
બધી વાત everything, all
સોંપવું to hand over to
હે ! Oh !
પ્રભુ the Lord
બચાવવું to save from

૧ એક બળદ ખીડમાં ચરતો હતો. ૨ છગન કહીને એક છોકરો હથો (=હતો), તે એક દહાડો મેળે જઈ આવ્યો (=મેળે ગયો). ૩ મેળામાં બહુ માણસ ભેગાં થયાં હતાં. ૪ રસ્તે ગાડીઓ, ઘોડા, પાલખીઓની એટલી ઠઠ હતી કે કાંઈ કહેવાની વાત નહિ (I cannot describe it). ૫ કંદોઈ પોતાની દુકાને બેઠા હતા. ૬ કંદોઈની દુકાનમાં ભાતભાતની મીઠાઈ હતી. ૭ કોઈ કથરોટમાં બરફીનાં ચોસલાં ખડકી મુકયાં હતાં. ૮ એક ઠેકાણે વોહોરો રમકડાં લઈને બેઠો હતો (use to have for sale અથવા to be selling). ૯ છેવટ ઊંટની ગોવાલણી આવી, તેણે હા કહીને કૂવામાં ઊતરી ચકલાને કાઢયો (કહીને, ઊતરી—ભૂતકાળ અને and વાપરો) ૧૦ તેણે મારી પાઠી પોતાને પગે ભાગી. ૧૧ ઘણું ખાધે તે માંદો પડયો. ૧૨ પેલા જૂઠાના બાપને તેડાવીને મહેતાજીએ બધી વાત

ફ્ડી. ૧૩ પછી મહેતાજીએ તે (the) છોકરાને તેના બાપને સોંપ્યો.
૧૪ હે પ્રભુ, ભૂંડા વિચારથી મુને બચાવ. ૧૩

---

## બોધપાઠ ૧૦.

### THE DOUBLE GENITIVE.

See Howard's Grammar, Part II, 82.

૩૨) આપણે જોયુંછે કે અંગ્રેજીમાં છઠ્ઠી વિભક્તિનો સંબંધ કોઇ વખતે 's પ્રત્યયથી અને કોઇ વખતે નામયોગી of થી દર્શાવાયછે. વળી ક્યારે 's વાપરવો અને ક્યારે of વાપરવો એ વિષેનો નિયમ ૨૩ મા ખંડમાં આપેલોછે; પણ હવે તો બંને સાથે એક નામને (કે સર્વનામને) લાગે એવી વિચિત્ર રૂઢી બતલાવવીછે.

૩૩) ઉદાહરણ.

| | |
|---|---|
| જગજીવનની આ પાટી નાની છે. | The slate of Jagjivan's is too small. |
| આ મારા બાપનું ઘર મોટી આગની અગાઉ બાંધવામાં આવ્યું હતું. | This house of my father's was built before the great fire. |
| ભાઈ સાહેબ, પેલો તમારો છોકરો બહુ હુશિયાર છે. | Sir, that boy of yours is very clever. |

૩૪) અભ્યાસપાઠ ૧૨.

કબૂલ કરવું to agree to
નિશાળે મૂકવું to put to school, to place in a school
નાટક a play
નક્કર solid
પોલું hollow
ઢોળ ચઢાવવો to gild
ખસેડીને પાડવું to push off
ઉદ્ધત insolent
પાર જવું to cross, to go to the other side of
પાછું પહોંચાડવું to return

| | |
|---|---|
| સહીસલામત safe | પાર થવો to be fordable |
| પિત્રાઈ ભાઈ a cousin | ઓટ the ebb, a low tide |
| વાત થવી to speak about | કબૂલ નહિ કરવું to reject |
| પેલ પાર on the other side | ભૂલ a fault |

૧ તમારા ભાઈની આ ચોપડીઓ બધી ફાટી ગઈછે. ૨ આ પણ મારા કાકાનું ઘર છે. ૩ મારા એક દોસ્તદારે ગુજરાતમિત્ર મોકલવાનું કબૂલ કીધુંછે. ૪ મારા બાપનો એક મિત્ર ઘર બાંધવાનો છે. ૫ પેલા તમારા છોકરાને કઈ નિશાળે મુક્યા? ૬ આ વરસે અમે શેક્સ્પી-અરનું એક નાટક વાંચવાના છીએ. ૭ તમારી બેનનું આ ઘરેણું નક્કર નથી, પોલું છે. ૮ અને તમારી કાકીનાં ઘરેણાં જે મેં કાલે જોયાં તે તો ઢોળ ચઢાવેલાં હતાં. ૯ તમે મારી પાટી મેજ ઉપરથી કેમ ખસેડીને પાડી નાખી? ૧૦ દરજીનો નાનો છોકરો ઘણો ઉદ્ધત બની ગયો-છે ૧૧ મારે નદી પાર જવા વાસ્તે તમારી હોડી જોઈએ છે. ૧૨ તે મારો એક ચાકર તમને પાછી સહીસલામત પહોંચાડી જશે. ૧૩ આ મારી ભૂલોથી મને ઘણું દુ:ખ થાયછે (to make unhappy). ૧૪ ગઈ કાલે મારા પિત્રાઈ ભાઈની જે વાડી વિષે આપણે વાત થઈ હતી તે નદીને પેલ પાર છે. ૧૫ આજ સાંજના ચાર વાગે નદીનો પાર થશે? ૧૬ હા થશે, કેમકે તે વખત ઓટનો છે. ૧૭ મહેતાજીએ તમારો અભ્યા-સપાઠ કબૂલ કીધો નહિ કારણ કે તે સીસાપેનથી લખેલો હતો.

---

## બોધપાઠ ૧૧.

### નામની જાતિ.

### THE GENDER OF NOUNS.

**૩૫) નિયમ**—અંગ્રેજીમાં જાતિ કેવળ પ્રાણીને લાગેછે, એટલે પ્રાણીમાં જે નર તેની નરજાતિ, અને જે માદા તેની નારીજાતિ. જીવડામાં નર નારી થાયછે, પણ બોલવામાં બતાવવાની જરૂર નથી.

વળી જડ પદાર્થમાં નર નારી છેજ નહિ, માટે અંગ્રેજીમાં છીપડાં તથા જડ પદાર્થ નાન્યતરમાં ખપેછે.*

૩૬) નારીજાતિદર્શક પ્રત્યય છે પણ બધાં નામને લાગતા નથી. કને નથી તેનાં નારીનું જુદું નામ છે. નહિતો જાતિ જણાય એવો શબ્દ જોડે લગાડેછે.

| | નર. | નારી. | |
|---|---|---|---|
| (અ) | Author | Authoress | ગ્રંથકર્તા. |
| | Giant | Giantess | અમાનુષ્ય કાઠાનું માણસ, રાક્ષસ. |
| | Governor | Governess | સુબો, શિક્ષક. |
| | Hero | Heroine | શુરવીર. |
| (આ) | Colt | Filly | વછેરો, વછેરી. |
| | Gander | Goose | હંસ, હંસણી. |
| | Nephew | Niece | ભત્રીજો, ભત્રીજી. |
| (ઇ) | Cock-sparrow | Hen-sparrow | ચકલો, ચકલી. |
| | He-goat | She-goat | બકરો, બકરી. |
| | Man-servant | Maid-servant | દાસ, દાસી. |
| | Pea-cock | Pea-hen | મોર, ઢેલ. |

## ૩૭) અભ્યાસપાઠ ૧૩.

રચવું to compose
કહેવાવું to be called
ઘણો, ઘણી, ઘણું much
ઘણા, ઘણી, ઘણાં many
કદી નહિ never
એક વેળાએ one time, once
લાવવું to bring
ચોખા rice
ચોખ્ખું pure, clean

* બંગલો, ઇમારત, ઘર, આ ત્રણ શબ્દની ત્રણ જુદી જાતિ થાયછે, પણ અંગ્રેજીમાં bungalow, mansion, house બધાં નાન્યતરજાતિમાં છે.

૧ મારી બહેને એક ગોપડી રચીછે, માટે તે ગ્રંથકાર કહેવાયછે. ૨ ઇંગ્લાંડમાં ઘણી બાયડી ગ્રંથકાર થાયછે. ૩ એક વેળાએ એક અમાનુષ્ય કાઠાનો પુરૂષ મેં જોયો, પણ અમાનુષ્ય કાઠાની બાયડી મેં નથી જોઈ. ૪ પટેલને ત્યાં એક વછેરો અને એક વછેરી છે (–Patel has). ૫
૫ આ હંસ છે કે હંસણી (છે)? ૬ મારો ભત્રીજો તથા ભત્રીજી બેઉ નિશાળે જાયછે (Both my). ૭ ચકલો લાવ્યો ચોખાનો દાણો અને ચકલી
૭ લાવી દાળનો દાણો. ૮ તમારા ઘરમાં કેટલા દાસ અને દાસી છે?

---

## બોધપાઠ ૧૨.

### પુરૂષવાચક સર્વનામ.

### THE PERSONAL PRONOUNS.

**૩૮)** કર્તાની તથા સંબંધનાં નામને બે વિભક્તિ લાગેછે એવું બતાવ્યું, પણ પુરૂષવાચક સર્વનામને એક બીજી એટલે કર્મની વિભક્તિ લાગેછે.

| કર્તા. Nominative. | સંબંધ. Genitive. | કર્મ. Accusative. |
|---|---|---|
| હું I | my, mine | me |
| અમે, આપણે we | our, ours | us |
| તું thou | thy, thine | thee |
| તમે, આપ ye, you | your, yours | you |
| તે he, she, it | his, her, hers, its | him, her, it |
| તેઓ they | their, theirs | them |
| કોણ who | whose | whom |

**૩૯) નિયમ**–મારૂં, અમારૂં, આપણું, તારૂં, તમારૂં, તેનું, (નારીજાતિ) તેઓનું, એ શબ્દોનાં અંગ્રેજીમાં બે રૂપ છે. નામ (વિશેષ્ય) પાસે હોય તો તેમનો તરજુમો પહેલે રૂપે એટલે my, our, thy, your, her, their, થાય. વિશેષ્ય પાસે ન હોય તો બીજે રૂપે એટલે mine, ours, thine, yours, hers, theirs, થાય.

**૪૦)** જે—તે he who. એ this, તે that, ફલાણો, કોઈ, some (one), any (one). શું ? what ? કયો ? which ?

## ૪૧) અભ્યાસપાઠ ૧૪.

દયા કરવી to have mercy | માફ કરવું to forgive, to pardon

૧ આ મારી ચોપડી છે. ૨ આ ચોપડી મારી છે. ૩ આ બંગલો કોનો છે ? ૪ તમે તમારી કોપી લખીછે ? ૫ આ કોપી તમારી છે ? ૬ તે સુંદરીએ પોતાની (અંગ્રેજીમાં–તેની) આંગળી મારા ચપુએ કાપીછે. ૭ છોડીઓની ચોપડી કેટલી છે ? ૮ આ બધાં તેમની છે. ૯ અને આ તેમની સોયો છે ૧૦ ભાઈ (sir) તમારું શું નામ છે ? ૧૧ નાની ૫ કલમ તારી છે ને આ મારી છે. ૧૨ આ મારું કે તારું કે તેનું કે તેઓનું કે કોનું છે ? ૧૩ તે મારું છે. ૧૪ હા, ખરી વાત (you are right) તે મારું પુસ્તક છે. ૧૫ આ બેમાંનો (of these two) કયો આપણો કાકો છે ? ૧૬ આ આપણો છે. ૧૭ તમે ઘર જોયું ? ૧૮ હા, જોયું.* ૧૯ તેનાં બારણાં તથા બારીઓ જોયાં ? ૨૦ હા, જોયાં.* ૨૧ હે પ્રભુ મારાપર ૧૦ દયા કર અને મારાં પાપ માફ કર. ૨૨ આ મારી બેનની છોડી છે, વળી આ છોકરો તેનો છે. ૧૨

ભૂલ કાઢવી :—

1 This is mine book and that is her. 2 Who's book have you got ? 3 I have Narotams. 4 Have you not my ? 5 Yes, this is yours book. 6 Our house is bigger than your, but your has more windows in him. 7 Who came yesterday ? 8 Who came yesterday he is come again to day. 9 My sister said this

* ગુજરાતીમાં જાતિવચનાદિદર્શક પ્રત્યય ક્રિયાપદને લાગેછે માટે કર્ત્તા કે કર્મ કે બંને વખતે અધ્યાહાર્ય હોય તોપણ સમજવાની અડચણ નથી, પણ અંગ્રેજીમાં પ્રત્યય થોડા હોવાને લીધે કર્ત્તા, કર્મ લખવાં પડેછે.

book is her but it is my. 10 Her slate is whole, but this of me is cracked, and it of her brother is broken. 11 He has a book just like me. 12 A mouse is a little animal like a rat. 13 A mouse's tail is not as long as rat.

---

## બોધપાઠ ૧૩.

THAT OF, THOSE OF.

**૪૨)** નામનો (કે સર્વનામનો) છઠ્ઠી વિભક્તિ સાથે જે નામનો સંબંધ છે તે જ્યારે અધ્યાહાર્ય હોયછે ત્યારે અંગ્રેજીમાં સર્વનામ that, those વપરાય.

**૪૩)** ઉદાહરણ.

| | |
|---|---|
| આ રામજીની ચોપડી છે પણ ગોવિંદની કયાં છે? | This is Ramji's book, but where is that of Govind? |
| તેના જોડા કાળા છે પણ મારા લાલ છે. | His shoes are black, but those of mine are red. |

**૪૪)** ગુજરાતીમાં જેવું, જેવડું, કરતાં આવેછે ત્યારે વખતે છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય લખાતો નથી પણ અંગ્રેજીમાં તો મૂકવોજ જોઇએ.

**૪૫)** ઉદાહરણ.

| | |
|---|---|
| બિલાડાંનાં પગલાં કૂતરાનાં કરતાં નાનાં હોયછે. | The footprints of a cat are smaller than a dog's અથવા than those of a dog |
| ગાયનું દૂધ ભેંસના જેવું જાડું નથી. | Cow's milk is not so thick as buffalo's, અથવા the milk of the cow is not so thick as that of the buffalo. |

## ૪૬) અભ્યાસપાઠ ૧૫.

તેજવાળું sharp
ફૂટવી (સાહી) to go through
પાવલી quarter of a rupee
નવા જેવું almost new
ફાટીજવું to be torn
માફક આવવું to agree with
ચાંચ a beak, a bill
અંજીર a fig
ઝાડી a forest
રમતીઆળ playful
સંપૂર્ણ perfect, complete
અપૂર્ણ imperfect
છાપરૂં a roof
પૂરૂં complete
અધૂરૂં incomplete

જે વાક્યનો તરજુમો બે રીતે થાય તેનો બે રીતે કરો.

૧ તમારો ચપ્પુ તેજવાળો છે પણ મારો નથી. ૨ તમારા કાગળમાં સાહી ફૂટેછે ને મારામાં નથી ફૂટતી. ૩ તેની પાસે તેની પાવલી છે પણ મારો અર્ધો ખોવાઈ ગયો. ૪ મારો ડગલો નવા જેવો છે પણ મારા ભાઈનો ફાટી ગયોછે. ૫ આ છોકરીના દસ્કત સારા છે પણ તેની બેનના વળી એથી સારા છે. ૬ ખુરશી ઉપર મારી ટોપી છે અને મારા ભાઈની મેજ ઉપર છે. ૭ મુંબાઈ કરતાં સૂરતનું પાણી મને માફક આવેછે, તેથી હું સૂરત રહેવા આવ્યોછું. ૮ કાગડાની ચાંચ કાળી અને પોપટની રાતી છે. ૯ પોપટની ચાંચ કાગડા જેટલી લાંબી નથી. ૧૦ હિંદુસ્થાનનાં અંજીર તુર્કસ્થાનનાં જેવાં સારાં નથી. ૧૧ રૂસદેશની ઝાડીઓ વરૂએ ભરેલી-છે પણ આ દેશની નથી. ૧૨ કૂરકુરિયું બિલાડીના બચ્ચા જેટલું રમ-તીઆળ નથી પણ તે કરતાં મોટું થાયછે. ૧૩ બિલાડીથી કૂતરાના દાંત જબરા હોયછે. ૧૪ ગાયના કરતાં ભેંસનું શરીર જાડું હોયછે. ૧૫ ઈશ્વ-રનાં કામો સંપૂર્ણ છે પણ માણસનાં અપૂર્ણ છે. ૧૬ પહેલા ઘરનું છાપરૂં પૂરૂં થયું (is) પણ બીજાનું હજુ અધૂરૂં છે. ૧૪

## બોધપાઠ ૧૪.

### પરચૂરણ સર્વનામ. ભાગ ૧.

### OTHER PRONOUNS.

૪૭) પોતે (I) myself, (we) ourselves, (thou) thyself, (you) yourselves, (he) himself, (she) herself, (it) itself, (they) themselves. Self મૂળ નામ છે, જેમકે, the worship of self સ્વપૂજા.

પંડે, જાતે, હાથે, આ ત્રણ શબ્દનો અર્થ પોતે જેવો થાયછે. હું પોતે (પંડે, જાતે, હાથે) કરીશ. I shall do it myself.

૪૮) નામ તથા સર્વનામની સંબંધાર્થ વિભક્તિ સાથે વિશેષપણાનો અર્થ દેખાડવા સારૂ own આવે, જેમકે, Mayaram's own book મયારામની પોતાની ( પોતાના ઘરની) ચોપડી.

૪૯) Who, Which, That, What.

WHO જે નામો અંગ્રેજીમાં નર અથવા નારીજાતિનાં છે તેમને માટે who મૂકાયછે.

WHICH ની જાતિ નાન્યતર છે માટે બાળક, જનાવર, તથા પદાર્થની વાત કહેવાનાં કામમાં આવેછે.

THAT? Who તથા which ને બદલે that કોઈ વખાએ આવે. (અ) સુપેર્લાટિવ ડીગ્રી પછવાડે The best boy *that* I know. (આ) same પછવાડે He is the same* man *that* came yesterday. [ઈ] સમૂહાર્થ નામ પછવાડે The army *that* besieged Paris.

WHAT=that which શું તે, જે તે, જેમકે, તમે શું ધારોછો તે કહો Tell me what you think જે ખોટું તે ન કરો Don't do what is wrong પ્રશ્નાર્થે What?=શું ? કયું ?

---

* same ની પૂર્વે the જોઈએ.

જે કોઈ whoever,* whichever, whatever.†

**૫૦)** પ્રશ્નાર્થ What આવિછે ત્યારે પ્રશ્નાર્થ વાક્યોના નિયમ પ્રમાણે ક્રિયાપદ પછી તેનો કર્ત્તા મૂકાય, જેમકે તમે શું કહોછો? What do you say? પણ યાદ રાખવું જોઈએ કે બીજા what=[that which] ને લીધે કર્ત્તાની જગા બદલાતી નથી, જેમકે તમે (જે) કહોછો તે હું જાણુંછું I know what you say.

**૫૧)** અભ્યાસપાઠ ૧૬.

૧ હું પોતે જઈશ. ૨ કોણ એવું (so) કહેછે? ૩ તે પોતે એવું કહેતો હતો (said). ૪ તે પોતે એવું કહેતી હતી. ૫ તેઓ પોતે એવું કહેતા હતા. ૬ તમે આ લાકડી લાવ્યા? ૭ કૂતરો લાવ્યો (it). ૮ કૂતરો પોતે લાવ્યો. ૯ બિલાડી પોતે લાવી. ૧૦ હવે મારૂં નાનું છોકરૂં પોતાની મેળે (by) ચાલી શકેછે. ૧૧ તમે પોતે શહેરમાં જશો? ૧૨ આ કલમ મેં હાથે ઘડી. ૧૩ આ કોપી છોકરાએ પોતે લખી. ૧૪ તેઓએ પોતે કાગળો લખ્યા. ૧૫ આ મારી પોતાની ચોપડી છે. ૧૬ આ મારા ઘરની ખુરશી છે. ૧૭ તમે પોતાની આંગળી કાપી કે તેની? ૧૮ માણસો જે શહેરમાં રહેછે. ૧૯ જે ગાયો ચરવા (to graze) ગઈ. ૨૦ કાલે આપણે પાઠ વાંચ્યો હતો તેજ એ છે (it is—). ૨૧ ઇશ્વર જે આપણને સૌ રૂડાં વાનાં આપેછે તેને આપણે ચહાવા જોઈએ (We should). ૨૨ તમે કહોછો તે હું સાંભળુંછું. ૨૩ જે કોઈ છોકરો. ૨૪ જે કોઈ ચાહે, તે આવે. (—chooses may come). ૨૫ તમે શું કરોછો? ૨૬ તે શું કરેછે તે મને ખબર નથી. ૨૭ તે શું માગેછે (wants) તે પોતે કહેશે. ૨૮ છોકરો પોતે જાણેછે કે તે શું લખવા માગેછે.

---

* Whoever એકલોજ આવે, કેમકે વિશેષ સર્વનામ છે.

† Whatever એકલો હોય તો નાન્યતર, whatever you like જે કંઈ તમે પસંદ કરો, પણ નર નારી તથા નાન્યતરજાતિનાં નામ જોડે આવે whatever boy, whatever girl, whatever book.

ભૂલ કાઢવી:—

1 I will go self. 2 Will you self come? 3 Is this yourself book? 4 I saw the army who took Lucknow. 5 This is same lesson whom we read yesterday. 6 Who book you chose? 7 Who book you choose? 8 I have own book to read. 9 Here comes Khodabhai self. 10 This is Khodabhai own's book. 11 I can make a box with hand. 12 They selves were here yesterday. 13 I understand which you say. 14 The servant which lives here. 15 I do not understand what are you reading. 16 You what are saying?

---

## બોધપાઠ ૧૫.

### પરચૂરણ સર્વનામ. ભાગ ૩.

### OTHER PRONOUNS—*continued.*

(આ પાઠમાં કેટલાએક શબ્દ આવેછે તેઓ વિશેષણ જેવા છે).

**૫૨**) એવી ચોપડી such a book; એવી ચોપડીઓ such books.

એક બીજાને; એક બીજાનું;—બેની વાત હોય તો each other, each the other; each other's, each the other's. બેથી વધારેની વાત હોય તો one another, one another's.

ઘણો (એકવચન) much, a great deal of, very much.

ઘણા (અનેકવચન) many, many a, several, a great many, very many.

કેટલુંએક, થોડું, થોડુંએક (એકવ૦) some, a little, a small quantity.

કેટલાએક, થોડા, થોડાએક, (અનેકવ.) some, several, a few, not many.

| | |
|---|---|
| બધા, બધું. આખું. | All, the whole. All men માણસ માત્ર. All the men જે માણસ—તે બધાં. A whole web એક આખું થાન. The whole web અથવા all the web આખું થાન. |

All ની જગા. તમે જે જાણોછો તે બધું કહો, એ ગૂજરાતી રીત; પણ અંગ્રેજી રીત એવી કે Tell me all you know (તમે જે બધું જાણોછો તે કહો).

વળી all સાથે વિશેષણ કે સર્વનામ હોય તો અંગ્રેજીમાં all પ્રથમ આવેછે, જેમકે, આ બધાં ઘર all these houses, પોતાનું બધું all his, મારી બધી ચોપડી all my books.

દરેક every, each. બેની વાત હોય તો every નહિ પણ each વાપરવો. બે ઉપર વત્તાની વાત હોય તો બંને ચાલે.

પોત પોતાનું / એક એકનું — each his, each his own.
સૌ સૌનું — every one his own.

એકે એક, અકેક, each, each all round.

**૫૩.** Little=થોડુંજ, few=થોડાંજ, માટે જેટલું જોઇએ કે જેટલાની ઉમેદ રખાય એટલું (કે એટલાં) ન હોય તો little, few વાપરેછે. નહિતો a little, a few વાપરેછે.

## ૫૪) અભ્યાસપાઠ ૧૭.

| | |
|---|---|
| ઇનામ a prize | બળી જવું to be burnt |
| ખરાબ થવું to be dirtied | દરેક જણ every one |
| દાખલો a sum | પાપ કરવું to commit sin |
| ભુસાઇ જવું to be blotted out | કુકર્મી immoral, vicious |
| નાખી દેવું to throw away | દુ:ખી unhappy, miserable |
| ખરાબ કરવું to dirty | |

૧ એવી ખુરશી મેં કદી નથી (never) જોઈ. ૨ એવી ખુરશીઓ જવલેજ મળેછે (are scarce). ૩ તેઓ એક બીજાને ચહાતા નથી. ૪ આ બધા છોકરા એક બીજાને મારેછે. ૫ આ બે છોડી એક બીજાના વાળ તાણેછે. ૬ ગામનાં બધાં છોકરાં એક બીજાને પત્થર મારવા લાગ્યાં (began). ૭ આજ ઘણો વરસાદ પડેછે. ૮ મારી સીસીમાં તમે ઘણી શાહી નાખી (have put). ૯ થોડાં માણસ એવું બોલે (would speak). ૧૦ ગામમાં હું ગયો, ત્યાં થોડા છોકરા રમતા હતા, તેની સાથે મેં વાત કરી. ૧૧ આજ (તો) થોડા છોકરા હાજર છે. પણ કાલે ઘણા હતા. ૧૨ માણસ માત્ર મરનાર છે. ૧૩ ગયે વર્ષે તમે જે ઝાડ રોપ્યાં હતાં તે બધાં જીવતાં છે. ૧૪ આ છોકરો એક રાતમાં એક આખી ચોપડી વાચી શકેછે. ૧૫ આખો દિવસ (if) વાંચે તો રાતે વાંચવાની જરૂર ન પડે. ૧૬ નિશાળના બધા છોકરા. ૧૭ આ બધા વિદ્યાર્થીઓને ઈનામ મળશે. ૧૮ મારાં બધાં લૂગડાં ખરાબ થયાં. ૧૯ તેના બધા દાખલા ભૂસાઈ ગયા. ૨૦ તમે જે બધું કર્યું તે કબુલ કરો. ૨૧ જે બધી ચોપડી તમે વાંચીછે તેનાં નામ મને કહો. ૨૨ મારી નાની બહેને પોતાનાં બધાં રમકડાં નાખી દીધાં. ૨૩ ભરવાડે બધી સારી ભેંસ વેચી નાખી. ૨૪ આ નાના છોકરાએ પોતાનું બધું મ્હો ખરાબ કર્યું. ૨૫ ધાઓ ધાઓ, બધા રોટલા બળી ગયા. ૨૬ આપણામાંના દરેક જણે ઘણાં પાપો કીધાંછે. ૨૭ જે કુકર્મી છે તેઓ બધા દુઃખી હોયછે.

ભૂલ કાઢો:—

1 Have you such book as that ? 2 Where do you buy the such books ? 3 There fell many snow on Christmas-day. 4 There was a few snow here. 5 Had you any snow ? 6 Yes, we had little. 7 Little rain would be good for the crops. 8 A little rain is bad for the crops. 9 The whole cows have not horns, but the all cows have got tails. 10 I bought whole

web in the market, but whole web is not enough. 11 Have you much pens? 12 His both hands are clean. 13 She can himself wash her all clothes. 14 This all row of houses is to be taken down.

## ૫૫) અભ્યાસપાઠ ૧૯.

૧ બધી ગાય ઘાસ ખાયછે. ૨ કાલે ઘોડા ખરીદ્યા તે બધા સારા
નથી. ૩ મારા બધા સવારીના (saddle) ઘોડા છે. ૪ આખા ગામ-
નાં માણસ બહાર જોવા નીકળ્યાં હતાં. ૫ હરેક છોકરા પાસે પોતાની
ચોપડી છે. ૬ દરેક છોકરાના હાથમાં પોતાની ચોપડી હતી. ૭ ચાર
વાગે બધા નિશાળીઆ પોતપોતાને ઘેર ગયા. ૮ એક એક છોકરાને ૫
એકેક ચોપડી આપો. ૯ બધાને મળી? ૧૦ પોતપોતાની ચોપડીમાં
જુઓ. ૧૧ બધા છોકરા પાસે ચોપડી નથી. ૧૨ આ બેએ તો એક
બીજાની ચોપડી લીધી. ૧૩ સૌ સૌનો સ્વાર્થ (good) ઇચ્છેછે. ૧૪
પરમેશ્વર બધાનું ભલું ઇચ્છેછે. ૧૫ થોડો વરસાદ પડે તો સારું (It
would be well if—). ૧૬ થોડો વરસાદ સારો નહિ. ૧૭ બધો ૧૦
વરસાદ સુકાઈ ગયો. ૧૮ તમે વાંચ્યુછે તે બધું મને કહો. ૧૧

ભૂલ કાઢો:—

1 All the horses are not grey, but several horse are. 2 All boys should have his own slate. 3 Every of these two boys are lazy. 4 Every one attend to own work. 5 Let thim all bring thimselves pencil. 6 Each boy has ones own book. 7 I want but few money. 8 My father has much book in his library. 9 The two looked at every other very angrily. 10 The all men are not learned.

## બોધપાઠ ૧૬.

## So, Such.

## એટલું, એવું.

**૫૬)** So ઇંગ્રેજીમાં ક્રિયાવિશેષણ ગણાયછે તેથી નામની જોડે નથી આવતો પણ વિશેષણ જોડે આવેછે, જેમકે so large એટલું મોટું, so small એટલું નાનું, so little એટલું નાનું, એટલુંજ, એટલું થોડું.

Such વિશેષણ છે તેથી નામ જોડે આવેછે, જેમકે, such boys એવા છોકરા અથવા તેના જેવા છોકરા. I never saw such boys before એવા છોકરા મેં કદી પહેલાં દીઠા ન હતા.

So અથવા Such સાથે a આવતો હોય તો તેને મુકવાની જગ્યા જુદી થાયછે માટે તેપર ધ્યાન આપવું જોઇએ.

So ની રીત:—વિશેષણ તથા નામની વચ્ચે a આવેછે, જેમકે, so good a boy, એવો (અથવા તેના જેવો) સારો છોકરો.

such ની રીત:—such તથા વિશેષણની વચ્ચે a આવેછે, જેમકે, such a good boy.

**૫૭)** નમૂના.

| | |
|---|---|
| So old a man cannot live long. | આટલા બધા ઘરડાથી હવે ઝાઝું ન જીવાય. |
| Such a good opportunity of learning you will never have again. | ભણવાનો આવો સારો લાગ તમને કદી ફરીને (કે ફરીથી) મળવાનો નથી. |
| So idle a boy અથવા such an idle boy will never get on. | એવો આળસુ છોકરો કદી આગળ ચાલવાનો નથી. |
| I see few exercises so carefully written as yours. | તમારી જેટલી સંભાળથી લખેલા પાઠ થોડાજ જોઉંછું. |

## ૫૮) અભ્યાસપાઠ ૧૯.

રાજ્ય an empire, a kingdom
સાર્વભૌમરાણી an empress
રાજ્યાધિકારી a sovereign
મારી ઈચ્છા થાયછે I wish
શિક્ષા કરવી to punish
સરદાર a general
કામની useful
નકામી useless
ઉતાવળથી quickly, fast
આજજ મેં જોયું I never saw ——before
અલ્યા I say
પહેરીને with
એ શું what do you mean by (with a present participle)
રીસાળ peevish, cross
રીસ ચઢવી to become angry
પીરસેલી થાળી a dish with food in it
પડતું મુકવું to leave
ખુણો a corner
બેસવું to begin
ઠોકવું to beat, to thump
કામમાં આવવું to be useful, to be employed
જુઠો a liar, a story-teller
શરમાવું to be ashamed
રાતે at night
વાળુકરવું to take one's supper
સૃષ્ટિ creation
વિશાળ vast
દુરબીન a telescope
વડે with
હદ a limit
બારીક minute
સુક્ષ્મદર્શક યંત્ર a miscroscope
નિર્દય કામ a cruel action
આજજ મેં સાંભળ્યું I never heard of——before.

૧ આવડાં રાજ્યો ઘણાં થોડાં છે. ૨ હિંદુસ્તાનમાં આપણાં સાર્વભૌમ રાણી જેવા આગળ થોડાજ રાજ્યાધિકારી થયાછે (There have been before few). ૩ તે છોકરો ઘણુંકરીને એવો સારો ચાલેછે કે તેને શિક્ષા કરવાની મારી ઈચ્છા થતી નથી. ૪ સીજર જેવો કોઈ મોટો સરદાર થયો નથી (કોઈ નહિ=no). ૫ તમે મને એટલુંજ આપોછો? ૬ એવડો લાંબો પાઠ મેં આજજ લખ્યો. ૭ આના જેવી નકામી ચોપડી મેં આજજ જોઈ. ૮ આવી વાત (thing) મેં આજજ સાંભળી. ૯ આટલી

ઉતાવળથી ચાલીએ તો વહેલા પહોંચાય (shall arrive). ૧૦ મારા ધારવા જેટલી (as I thought) આ ચોપડી કામની નથી. ૧૧ એટલું મોટું લાકડું હું માગતો નથી. ૧૨ આજજ મેં એક ઝાડપર એટલી બધી કેરી જોઈ. ૧૩ અલ્યા છગન તું નિશાળે આટલી નાનીશી પોતડી પહેરીને આવિછે એ શું? ૧૪ પેલા રીસાળ છોકરાને એવી રીસ ચઢી કે તે પીરસેલી થાળા પડતી મુકીને એક ખૂણે જઈ રોવા બેઠો. ૧૫ એથી ગોવાલણીને એટલી રીસ ચઢી કે ચકલાને ખુબ ઠોકયો. ૧૬ એવાં કામ (things) કરવાને હાથ કામમાં આવિછે. ૧૭ જુઠો એટલો શરમાયો કે રાતે વાળુએ (any) ન કર્યું. ૧૮ સૃષ્ટિ એટલી વિશાળ છે કે દૂરબીન વડે તેની હદ જોઈ (to discover) શકાતી નથી. ૧૯ ઈશ્વરનાં કેટલાંક કામો એવાં બારીક છે કે સૂક્ષ્મદર્શક યંત્રવડે પણ તેઓ દેખાતાં નથી (cannot be seen). ૨૦ આવાં નિર્દય કામ વિષે મેં આજજ સાભળ્યું.

**૫૯**) So many=such a large number.
So much=such a great quantity.

**૬૦**) Such ને બદલે so મુકી જે ફેરફાર કરવો હોય તે કરો. Such a long road I never saw. One steamer will not require such a large quantity of coal. Such a large number of soldiers was never left on the field before. The town is not such a long way off as you thought. You must not write such ungrammatical sentences. Such a long phrase is not easily understood.

**૬૧**) So ને બદલે such લખવો. So learned a man I never saw. We never had so industrious a boy in our school. The consequence of his being so industrious and careful was that he attained a high position in society. The boy is so lazy he will not prepare

his lessons. There is no chance of a boy so badly prepared passing the examination. So good a pupil s a credit to his teacher.

---

## બોધપાઠ ૧૭.

### ૬૨) એ, જે, તે, કે ઉપરથી જે વિશેષણ તથા ક્રિયાવિશેષણ સાધિત થયેલાંછે તે.

ADJECTIVES AND ADVERBS FORMED FROM THE SIMPLE PRONOUNS.

એવડું, આવડું so large, as large as this or that
એવું, આવું such, like this or that
એટલું, આટલું so much, as much as this
એટલાં so many, as many as these

એમ, આમ thus, so, in this way
અહીંઆં here
કેવડું how large
કેવું like what, what kind of, how
કેટલું how much
કેમ how, why
ક્યાં where

| | | |
|---|---|---|
| જેવડું | તેવડું | as large as |
| જેવું | તેવું | as, like |
| જેટલું | તેટલું | as much as |
| જેટલાં | તેટલાં | as many as |
| જેમ | તેમ | as —— as |
| જ્યાં | ત્યાં | wherever |

## ૬૩) અભ્યાસપાઠ ૨૦.

| | |
|---|---|
| સભા an assembly, a congregation | બળદ a bullock, an ox |
| સાહેબ you—Sir | જીવ a creature |
| ચહાવું to wish, to like | મગફળી a groundnut |
| કુટુંબ a family | ખાવાનું food |
| યુક્તિ a design, a plan, a contrivance | થી લઇજવું to take from |
| | સર્વવ્યાપક omnipresent |
| | બધે everywhere |

૧ સભા ક્યાં મળેછે? ૨ જ્યાં સાહેબ ચાહો ત્યાં. ૩ સભા કેવી હતી? ૪ સભા ત્યાં મળી. ૫ કેવડી સભા હતી? ૬ તે મોટી હતી. ૭ તે સભા પેલી બીજીના જેવડી હતી. ૮ અમે કહ્યું તેવડું તેનું કુટુંબ હતું. ૯ તેને કેટલાં છોકરાં છે (has)? ૧૦ મારા જેટલા તેને દીકરા નથી. ૧૧ આપણી નિશાળમાં એટલા વિદ્યાર્થી હોય તો કેવું સારૂં (I wish we had—)! ૧૨ તે પોતાનું કામ શી રીતે કરેછે? ૧૩ એવી યુક્તિ તમે કયાં જોઇ? ૧૪ તમારો બળદ કેવડો છે? ૧૫ ઘર જેવડો તો (at any rate) બળદ નથી. ૧૬ આના જેવડો છે? ૧૭ હા એવડો છે. ૧૮ તમારો ઘોડો કેવો છે? ૧૯ મારો ઘોડો સારો નથી. ૨૦ અહીંઆં, ત્યાં, જ્યાં, અને કયાં એ સ્થળવાચક ક્રિયાવિશેષણ કહેવાય. ૨૧ તમારી આના જેવી કલમ છે (have you—)? ૨૨ મારી પાસે તો એવી નથી. ૨૩ તમારી પાસે કેટલા રૂપિઆ છે? ૨૪ તમે ધારોછો એટલા નથી. ૨૫ એવો મોટો જીવ મેં કદી દીઠો નહોતો. ૨૬ પછી મને મગફળીની ટોપલી બતાવી તેમાંથી ખવાઈ તેટલી મેં ખાધી. ૨૭ કાગડો જ્યાં ફાવે (he can) ત્યાંથી ખાવાનું લઈ જાયછે. ૨૮ આપણે જ્યાં જઇએ ત્યાં ઇશ્વર હાજર છે. ૨૯ ઇશ્વર સર્વવ્યાપક છે એટલે તે બધે છે.

---

# બોધપાઠ ૧૮.

## સાહેબ શબ્દનો તરજુમો.

THE TRANSLATION OF "SAHEB."

**૬૪)** "સાહેબ"નો તરજુમો અંગ્રેજીમાં તેને તે શબ્દે હમેશા થતો નથી. તેનો તરજુમો કરવાના ઘણા શબ્દ છે માટે કયો શબ્દ લાગે તે વિષે હરવખત વિચાર કરવો. બધા ઉપર સાહેબ છે God is above all. આ કોણ જાયછે? આ સાહેબ છે, Who is that passing? It is a European Gentleman અથવા an Englishman. ગુજરાતીમાં ઓદ્ધા સાથે સાહેબ આવે પણ અંગ્રેજીમાં ન આવે, રાજા સાહેબ the King અથવા બહુમાનયુક્ત બોલવું હોય તો His Royal Highness; ગવર્નર સાહેબ the Governor, His Excellency the Governor. ટીચર સાહેબ the teacher, અથવા Mr.—(નામ લઈને) the teacher. વિશેષનામ સાથે સાહેબ હોય તો Mr. લખાય, જેમકે, કલાર્ક સાહેબ Mr. Clarke. Mr. = Mister. મડમ સાહેબ હોય તો Mr. નહિ પણ Mrs. = Misses (Misses તે Mistress નો અપભ્રંશ છે). સ્મિથ સાહેબનાં મડમ સાહેબ Mrs. Smith. સ્મિથ સાહેબની છોડી Miss Smith. સ્મિથ સાહેબનો છોકરો Master Smith..

**૬૫)** ઘણી વેળાએ સાહેબ સંબોધનમાં આવેછે ત્યારે તેનો તરજુમો Sir અથવા You, Sir થાયછે. છોકરા! સાહેબ! Boy! Sir! હા સાહેબ Yes, Sir. સાહેબે મને કહ્યુંછે. You have told me, Sir. પણ યાદ રાખવું જોઇએ કે અંગ્રેજીમાં Sir ની નરજાતિ થાયછે માટે મડમ સાહેબને Sir ન કહેવાય, ત્યારે તો Madam અથવા ટૂંકામાં Ma'am કહેવું. હા મડમ સાહેબ Yes, Madam અથવા Yes, Ma'am.

**૬૬)** વાતચીતમાં વિશેષ નામ મુકીને સાહેબ ફક્ત બોલવાનો ઘણો દસ્તૂર છે, જેમકે સાહેબ ક્યાં ગયા? સાહેબ ફરવા ગયા. Where is Sir અથવા where is Mr. એમ નહિ પણ where is Mr. Jones? Mr. Smith has gone out to walk.

## ૬૭) અભ્યાસપાઠ ૨૧.

| | |
|---|---|
| સાહેબ a gentleman, Mr.—, Sir | હમણા, તુરત just now, immediately |
| મડમ સાહેબ a European lady, Mrs.—, Madam, Ma'am | સલામ કરવી to bow to, to salute |
| સાહેબની છોકરી a young European lady, Miss— | આફિસ an office |
| સાહેબનો છોકરો a young European gentleman, Master— | ખાલી vacant, empty |
| એટલામાં at that moment, just then | જગા a place, a situation |
| | આપ you, Sir |
| | આપનો your——Sir |
| | રાખવું to keep |
| | મહેરબાની mercy, kindness |

૧ મારા ગામ પાસે એક સાહેબ રહેછે. ૨ તેનું નામ જાન્સન સાહેબ છે. ૩ એક દિવસે હું તેને બંગલે ગયો હતો (went). ૪ ત્યાં જાન્સન સાહેબનાં મડમ સાહેબ બેઠાં હતાં. ૫ મેં એમને પૂછ્યું કે સાહેબ છે? (if—was at home). ૬ તેમણે કહ્યું કે સાહેબ બહાર ગયા છે પણ
૫ હમણા આવશે. માટે બેસો. ૭ ત્યારે હું બેઠો. ૮ થોડી વાર પછી જાન્સન સાહેબની છોકરી તથા જાન્સન સાહેબનો છોકરો અને કોઈ બીજા સાહેબનાં છોકરાં બંગલામાંથી નીકળ્યાં. ૯ છોકરીએ મને પૂછ્યું કે ક્યાં રહોછો? ૧૦ મેં કહ્યું કે સાહેબ હું શહેરમાં રહુંછું. ૧૧ એટલામાં સાહેબ આવ્યા. ૧૨ સાહેબને સલામ કરીને મેં કહ્યું કે, સાહેબ આપની આફિસમાં કારકુનની
૧૦ જગા ખાલી છે, આપ મને તે આપશો તો ઘણી મહેરબાની થશે
૧૧ (it will be a great favour if—).

ભૂલ કાઢવી :—

1 As I was going at School I met lady. 2 It was Sir Grahams Sir Madam. 3 She asked me where you going ? 4 Sir, said I, go High School. 5 The head master is a mister. 6 Then Mr. came up. 7 He

said he hoped I was well. 8 Yes, Mr., thank you I am quite well, I replied. 9 How is Sir and how is Miss Sir ? 10 He said his daughter was better asked me if Mr. first assistant had returned from Bombay. 11 I said that Mr. head master expected him to-day.

---

## બોધપાઠ ૧૯.

### વિશેષણની તુલનાનાં રૂપ.

### COMPARISON OF ADJECTIVES.

૬૮) અંગ્રેજી વિશેષણને ત્રણ ડીગ્રી (તુલનાનાં રૂપ) થાયછે—પાસિટિવ, કંપારાટિવ તથા સુપેર્લાટિવ. બે વસ્તુનો મુકાબલો કરવામાં કંપારાટિવ (અન્યસાપેક્ષ તુલનાનાં રૂપ) કામ આવેછે. સૌથી ઊતરતું કે ચઢતું એવું બતાવવું હોય તો સુપેર્લાટિવ (સર્વસાપેક્ષ રૂપ) કામ આવેછે.

૬૯) કંપારાટિવ ડીગ્રીનો પ્રત્યય er* થાયછે અને સુપેર્લાટિવનો est* થાયછે, જેમકે, high, higher, highest. પણ વિશેષણ એકથી † વધારે સ્વરનો શબ્દ હોય ત્યારે અન્યસાપેક્ષ તુલના સારૂ બેની પૂર્વે more અને સર્વસાપેક્ષ તુલના સારૂ most મુકાયછે, જેમકે plentiful, more plentiful, most plentiful.

૭૦) વિશેષણનો અંત્યાક્ષર y હોય તો er, est લગાડયા પહેલાં y નો i કરવો જોઈએ, જેમકે, shy, shier, shiest.

૭૧) વળી એક સ્વરી વિશેષણનો અંત્યાક્ષર વ્યંજન હોય તો તે બેવડો લખાયછે, જેમકે, sad, sadder, saddest.

---

* વિશેષણનો અંત્યાક્ષર e હોય તો er તથા est નો e ઊડીજાયછે, જેમકે wise, wiser, wisest.

† બે સ્વરવાળા વિશેષણનો અંત્યાક્ષર y હોય તો er અને est મૂકાય અને y નો i થાયછે, જેમકે, happy, happier, happiest.

**૭૨**) કેટલાંક વિશેષણનાં તુલના રૂપ અનિયમિત રીતે થાયછે :—

| પાસિટિવ | કંપારાટિવ | સુપેર્લાટિવ. |
|---|---|---|
| ખરાબ Bad, evil | worse | worst |
| દૂર Far | farther | farthest |
| અગાડીનો, આગલો Fore | former | foremost, first |
| સારૂં Good | better | best |
| ખોટું, માઠું Ill | worse | worst |
| મોડું Late | later, latter | latest, last (છેલ્લું) |
| નાનું Little | less | least |
| ઘણું Much, many | more | most |
| નજીક, પાસે Nigh | nigher | next |
| જુનું Old | older, elder | oldest, eldest |
| બહારનું Out | outer, utter | uttermost, utmost |

**૭૩**) **ઉદાહરણ.**

આ મોટું છે કે એ મોટું ? Which is the larger ? આ રસ્તો ટૂંકો છે કે એ ? Which is the shorter road ? બધાં જનાવરોમાં વાંદરાનો ઘાટ માણસને ઘણો મળતો આવેછે The monkey resembles man in form more than all the other animals. જેમ છોકરો સારો તેમ તે સુખી થશે The better a boy is the happier he will be.

**૭૪**) **અભ્યાસપાઠ ૨૨.**

આ રહ્યું here it is
પેલું રહ્યું there it is
આ this one here
પેલું that one there
અભ્યાસ કરવો to learn
અજાયબ જેવું curious, wonderful
ખુબસુરત handsome

વાત a fact, a thing, a circumstance
રૂપાળું pretty
મોટું big, large
ગરીબ gentle
રાત પડી જવાની બીક fear of being benighted
સારી રીતે વાપરવું to make a good use of
પોળ a street
કજીઆ ટંટા quarrels and brawls
ખરૂં (adverb) indeed
ફર્યાદ a complaint
ઇનામની ચોપડી a prize book, a book got as a prize
કંજુસ a miser
લોભી avaricious

૧ આ સારો છોકરો છે. ૨ આના કરતાં પેલો છોકરો સારો છે. ૩ નિશાળમાં (in) આ સૌથી સારો છોકરો છે. ૪ પેટી ક્યાં છે? ૫ આ રહી. ૬ આ પેટી મોટી છે. ૭ પણ આ અહીંઆં છે તે તેના કરતાં મોટી છે અને પેલી બધાથી મોટી છે. ૮ આ બેમાંનું કયું વધારે ખોટું છે? ૯ આ બધામાં કોણ આગળ છે? ૧૦ જીવણ કરતાં કલ્યાણ આગળ છે કેમકે જીવણ તેનાથી ઓછો અભ્યાસ કરેછે. ૧૧ એ અજાયબ જેવી વાત છે. ૧૨ પણ તેથી અજાયબ જેવી એ છે કે જીવણ મોટી ઉમરનો છે (But what is—). ૧૩ વળી સૌથી (of all) અજાયબ જેવું એ છે કે કલ્યાણ નાનો હતો ત્યારે હાલ કરતાં તે ખૂબસુરત હતો (when K. was) ૧૪ કાલ કરતાં આજ તાપ બહુ છે.*૧૫ આ છોકરી રૂપાળી છે પણ તેની બહેન વધારે રૂપાળી છે. ૧૬ બકરા કરતાં ઘેટાં ગરીબ હોયછે. ૧૭ રાત પડીજવાની બીકથી તે છોકરો વધારે જલદીથી ચાલ્યો. ૧૮ આળસુ થવું એ ખરાબ છે પણ જૂઠું બોલવું તે કરતાં વધારે ખરાબ છે. ૧૯ બાપે પૂછ્યું તમારામાંથી કોણે દાડમ સૌથી સારી રીતે વાપર્યું? ૨૦ અહમદાવાદમાં સૌથી મોટામાં મોટી પોળ માંડવીની પોળ કહેવાયછે. ૨૧ ત્યાર પછી નિશાળમાં અગાઉ કરતાં કજીઆ ટંટા ઓછા થઈ ગયા. ૨૨ હા, લલીતા રાધા કરતાં હુંશિયાર તો ખરી. ૨૩ પણ મહેતાજી કને રાધા કરતાં લલિતાની ફર્યાદ

* આ બોલવાની વાત હોય તો અંગ્રેજીમાં It વાપરેછે, જેમકે It is hot to-day. It rained yesterday.

ઘણી જાયછે. ૨૪ રાધાની ઇનામની ચોપડી સૌ કરતાં સરસ હતી. ૨૫ સૌ કરતાં માયાળુ માણસ કરતાં ઇશ્વર વધારે માયાળુ છે. ૨૬ કંજુસને જેમ વધારે મળેછે તેમ વધારે લોભી થાયછે.

ભુલ કાઢવી :—

1 This house is high than that. 2 Is this high of the two houses ? Is Parshotam old than you ? 4 He is worst than he was yesterday. 5 This box is more small than that. 6 The small one is beautifuler than the large. 7 To-day exercise is littler than yesterday. 8 This is the oldest of the two. 9 You cannot speak badder than you do. 10 Is this short or is that short ? 11 I think this one here is the short.

---

## બોધપાઠ ૨૦.

### Like, Nigh, Near તથા Worth.

**૭૫**) Like (સરખું, જેવું) Nigh, Near, એઓ પછવાડે જે નામ આવે તે ઑબ્જેક્ટિવ કેસમાં (કર્માર્થની વિભક્તિમાં) આવેછે; જેમકે, He stands near the fire. He sits near me.

**૭૬**) Worth (કીમતનું) પોતાના વિશેષ્ય પછવાડે આવેછે અને તેની પછવાડે મુલ ઑબ્જેક્ટિવ કેસમાં આવેછે, જેમકે, A book worth a rupee.

Worth તથા Worthy નો ફેર શો એ છોકરાએ કહી બતાવવો.

૭૭) **અભ્યાસપાઠ ૨૩.**

| | |
|---|---|
| આબરૂદાર worthy, honourable | સામાન goods, luggage |
| છબી a picture, a likeness | પૈસા બેસવા to cost |
| મહેનત trouble | મોઘું dear, expensive |
| મૂલ્યવાન precious, valuable | આપણ દરેક જણ every one of us |

૧ આ ચોપડી મારી ચોપડી જેવી છે. આ છબી મારી છબી જેવી છે. ૨ તે વર્ગમાં મારી પાસે બેસે છે. ૩ તે માણસ આબરૂદાર છે. ૪ આ ખેતર કેટલી કીમતનું હશે? (may be). ૫ તે રૂ. ૨૦૦ ની કીમતનું હશે. ૬ આ ચોપડીમાં બે રૂપિઆનો માલ નથી. ૭ તે કામમાં મહેનત લેવામાં કંઈ માલ નથી. ૮ આ મૂલ્યવાન સામાન છે. ૯ આ પીળો ડગલો મને બે રૂપિએ પડ્યો. ૧૦ આનું તમને કેટલું બેઠું? તેના મને ચાર આના બેઠા, પણ તેમાં તેટલો માલ નથી. ૧૨ તે મને મોઘું પડ્યું. ૧૩ આ છોકરો પોતાના બાપ જેવો છે. ૧૪ મારો નાનો ભાઈ મારા સરખો છે. ૧૫ આ ચોપડી તમારી કરતાં વધારે કીમતની છે. ૧૬ ઈશ્વર આપણ દરેક જણની પાસે છે.

**ભૂલ કાઢવી :—**

1 This goods is very valuable, but that is valuablest. 2 He is worthy man. 3 He is a worth man. 4 He has a worth house two hundred rupees. 5 This horse cost to me more than his price. 6 I paid sixty rupees for him but he is not a worthy such price. 7 He will become more worth if you feed him well. 8 In six months he will be a hundred rupees worth. 9 Now he is not worth of his price.

## બોધપાઠ ૨૧.

### VERY, MUCH.

૭૮) Very તથા much નો અર્થ એક સરખો છે ખરો, પણ વાપરવાની રીત જુદી છે માટે એકબીજાને બદલે વાપરવા નહિ.

**૭૯) નિયમ**—વિશેષણ પૂર્વે very અને ભૂતકૃદંત પૂર્વે much આવેછે. પણ કેટલાંક કૃદંત વિશેષણ થઈગયાં છે, જેમકે learned (ભણેલો), aged (ઘરડો), conceited (શેખીખોર), એવાં જોડે very આવે; વળી વિશેષણની કંપારાટિવ ડીગ્રી સાથે much આવે તથા તેજ અર્થે far પણ આવે; તે છતાં યાદ રાખવું કે far ક્રિયાપદના ભૂતકૃદંત જોડે આવેજ નહિ.

Very strong ઘણું મજબૂત.
Much frightened ઘણો ગભરાયો.
Very much frightened ઘણોજ ગભરાયો.
Much longer અથવા far longer (બીજાથી) ઘણો લાંબો.

૮૦) **અભ્યાસપાઠ ૨૪.**

હિંમત courage
હિંમતનું કામ an undertaking requiring courage
અગત્યનું important, needful
નાખુશ displeased
નાખુશી displeasure
નુકસાન mischief, injury
ઊલટું on the contrary
ઊંધું upside down
ગુસ્સે angry
વિદ્વાન a learned man
મને મન થાયછે I feel inclined to
લોટમાં ભેળ છે the flour is adulterated
દુઃખી afflicted
દાઢનું દરદ tooth-ache
તાપ heat
ટૂંકું કરેલું shortened
પહેલાં at first

૧ તેને ઘણા ચાકર છે. ૨ આ પેટીમાં ઘણું સોનું છે. ૩ આ ઘણી હિંમતનું કામ છે. ૪ આ ઘણી અગત્યની ચોપડી છે. ૫ તેણે બહુ નાખુશી બતાવી. ૬ ઘણા લોક નાખુશ થયા. ૭ ગામના બધા લોક બહુ નાખુશ થયા કેમકે તેણે બહુ નુકસાન કીધું. ૮ ઊલટો તે ગુસ્સે થયો. ૯ ગાડી ઊંધી જોઈને તે બહુ ગુસ્સે થયો. ૧૦ તે ઘણો શેખીખોર છોકરો છે. ૧૧ એવો છોકરો બહુ વિદ્વાન થવાનો નથી. ૧૨ તમને શિક્ષા કરવાનું મને ઘણું મન થાયછે. ૧૩ આ લોટમાં ઘણો ભેળ છે. ૧૪ તે વખતે તે બહુ ઘરડો થઈ ગયેલો હતો. ૧૫ તાવથી હું બહુ નબળો થયોછું. ૧૬ દાંતના દરદથી હું બહુ દુઃખી થાઉંછું (I am). ૧૭ આજ ઘણો તાપ પડેછે (is). ૧૮ હા આજ બહુ ગરમી છે. ૧૯ બધા માણસની બુદ્ધિ કરતાં ઈશ્વરની (બોધપાઠ ૧૩ જુઓ) ઘણીજ છે. ૨૦ આ રસ્તો ઘણો ટૂંકો છે. ૨૧ પેલા કરતાં આ ઘણો ટૂંકો રસ્તો છે. ૨૨ આ કલમ ઘણી ટૂંકી કરી નાંખીછે. ૨૩ તે પહેલાં ઘણી ટૂંકી હતી. ૨૪ મારી લાકડી ઘણી લાંબી છે. ૨૫ તમારાથી તે ઘણી લાંબી છે પણ તમારી મારી કરતાં ઘણી મજબૂત છે. ૨૬ પોતાની (one's) ચોપડી ખોવી તેના કરતાં ગાળો દેવી એ બહુજ ખરાબ છે. ૨૭ જૂઠું બોલવું એ કરતાં ન બોલવું ઘણું સારૂં છે.

ભૂલ કાઢવી :—

1 He is a much aged man, but he is very stronger than his more younger brother. 2 Farmer is very exposed to the sun. 3 The sun is very more large than the earth. 4 This exercise is easy than last but more longer. 5 The new rules were very spoken about at first. 6 This expression is not very used by good writers, though it is very much elegant than some classic ones. 7 I am very afflicted with rheumatism. 8 You have been very long ill. 9 He has been very longer at school than you, but knows more little English.

## બોધપાઠ ૨૨.

ENOUGH.

**૮૧)** Enough જોઈએ એટલું, બસ. વિશેષણને enough લાગે ત્યારે તે વિશેષણની પાછળ આવેછે, જેમકે, Good enough જોઇએ એટલું સારું, ઠીક.

**૮૨) નમૂના**—તમે ઘણું વાંચ્યું, ચોપડી બંધ કરો. You have read enough, shut the book. લંબાઇમાં કોટડી ઠીક છે The room is long enough (જોઈએ તેટલી લાંબી છે). ઘર બંધાય એટલા પૈસા મારી પાસે નથી I have not enough money to build a house. આટલા કાગળે પૂરું ન થાય There is not enough paper.

**૮૩)** **અભ્યાસપાઠ ૨૫.**

ઉતાવલ કરવી to make haste, કાળજી રાખવી to take pains. મને થોડે ચાલેછે a little is enough for me.

૧ આ કાગળ ટૂંકો છે. ૨ મારે સારૂ તે જોઈએ તેટલો લાંબો છે. ૩ કાગળ લાંબો તો છે પણ જોઇએ એટલો લાંબો નથી. ૪ જ્યારે ખૂબ રમી રહો (ત્યારે) નિશાળમાં આવજો. ૫ બે છોકરા બેસે એટલી જગ્યા નથી. ૬ જગ્યા નથી. ૭ મારા ખડિયામાં શાહી થોડી છે, અને તમારી પાસે મારા કરતાં થોડી છે. ૮ નહિ, મારી પાસે જોઇએ એટલી છે. ૯ ત્યારે તમને થોડીએ ચાલેછે પણ મને તો ઘણી જોઇએ (want). ૧૦ એક કાગળ લખાય એટલી શાહી છે પણ બે લખાય એટલી નથી. ૧૧ ઘણું બોલ્યા હવે બેસો. ૧૨ કેમ ઉતાવળ કરોછો, વખત ઘણો છે. ૧૩ આ કાગળ લખતાં (in writing) તમે બરાબર કાળજી નથી રાખી. ૧૪ છેવટે સ્વર્ગમાં જવાય (if we get) તો બસ છે.

## ૮૪) અભ્યાસપાઠ ૨૬.

આ વાક્યો શુદ્ધ છે પણ એને ફેરવીને દરેકમાં enough આવે એવાં બનાવો.

1 You have too little patience. 2 Two hours are not sufficient to read the whole book 3 The table is too short. 4 You have too little ink in your pen. 5 The table is not too short. 6 He is too bad a boy for your company. 7 What ink I have will do for one, but it will not do us both. 8 The ink is not too thin. 9 Did I not tell you you were too young? 10 That was a year ago; I am now sufficiently old. 11 There are not sufficient provisions in the city.

---

## બોધપાઠ ૨૩.

### Too.

**૮૫)** Too જોઈએ તેથી વધારે કે ઓછું બતાવવામાં વપરાય છે. એનો અર્થ વધારે થાય પણ વધારેમાં અને too માં એટલો ફેર છે કે વધારે મુકાબલો કરવાના કામમાં આવે, પણ too ન આવે; જેમકે આ ઘરથી પેલું વધારે ઊંચું છે. That house is (too high નહિ પણ) higher than this. વળી બહુને ઠેકાણે too ન આવે, જેમકે, કાલે બહુ ગરમી હતી. Yesterday was (too નહિ પણ) very warm. જોઈએ તે કરતાં વધારે એજ too નો ખરો અર્થ થાય છે, પણ ગુજરાતીમાં જોઈએ તે કરતાં વધારે એ શબ્દ ઘણુંકરીને અધ્યાહાર્ય રહે છે, જેમકે. આ લાકડી ચાલશે? ન ચાલે, ટૂંકી છે. Will this stick do? No, it is too short.

**૮૬) નમૂના**—એવો સારો છોકરો જૂઠું ન બોલે. He is too good a boy to tell a lie (જૂઠું બોલવા સારૂ જોયો છોકરો જોઈએ

તે કરતાં આ મારો છોકરો છે). આટલી ગરમી મારાથી ખમાતી નથી. It is too hot for me to bear. આટલે ન થાય. There is too little. આટલાએ ન થાય. There are too few.

## ૮૭) અભ્યાસપાઠ ૨૭.

થોડું (જોઈએ તેથી થોડું) too little
ઘણું (જોઈએ તેથી ઘણું) too much
પાટિયું a board
મારા કામનું of use to me
ખરૂં ખરેખરૂં indeed, verily
તોપણ yet
જડવું to fasten (on, to)
ટાઢ વાયછે it is cold
બહાર out
ગુંચવણ ભરેલું involved
ઘાલવું to put
જાણવું to know, to think
આટલુંજ છે? Is this all?
વધારે more
મારી ઉમર નાની છે I am young
કથા a story
નોકર રાખવો to take into one's service
જોયું ન જોયું કરવું to overlook
વખત ગુમાવવો to waste time

૧ પાટિયું મારા કામનું નથી, તે ટૂંકુ છે. તમે પાટિયું બહુ ટૂંકું કર્યું. ૨ હા, ટૂંકું ખરૂં. પણ એનાથી વધારે ટૂંકુ નથી, તોપણ ભીંતને જડવા સારૂ ટૂંકું પડેછે (is). ૩ એટલી ટાઢ પડેછે કે મારાથી બહાર જવાતુ નથી. (I cannot). ૪ આટલું ગુંચવણ ભરેલું વાકય હું સમજી શકતો નથી. ૫ આવો લાંબો અને કઠણ શબ્દ પહેલી ચોપડીમાં ઘાલવો નહોતો. ૬ આ છોકરો જાણેછે કે તેની બેન હવે નિશાળે જવા જેવડી નથી. ૭ તે માણસ હવે નિશાળે જવા જેવડો નથી. ૮ આ પથ્થર હાથે ઉપાડવા જેવડો નથી. ૯ આ કલમ ટૂંકી પડેછે. ૧૦ મને થોડી શાહી આપો. ૧૧ બસ, બસ, (Stop, Stop.) મને ઘણી થઇ. ૧૨ તમારી પાસે ચોપડીઓ ઘણી છે; એટલી બધીને શું કરશો? ૧૩ કથા એવી લાંબી છે કે એક દિવસે ન વંચાય. ૧૪ આટલુંજ લૂગડું છે? ૧૫ આટલું

તો થોડું પડશે. ૧૬ થોડું પડશે તો વધારે આપીશ. ૧૭ આ વર્ગમાં પ-
ચીસ છોકરા છે માટે આટલા ખડિયાએ ન થાય. ૧૮ મને નોકર
રાખશો? ના, તમારી ઉમર ઘણી નાની છે. ૧૯ પરમેશ્વર એટલો
પવિત્ર છે કે પાપને જોયું ન જોયું કરતો નથી. ૨૦ છોકરાઓએ રમ- ૧૫
તમાં ઘણોજ વખત ગુમાવવો એ ખોટું છે. ૧૬

## ૮૮) અભ્યાસપાઠ ૨૮.

આ વાક્ય શુદ્ધ છે પણ એને ફેરવીને too આવે એવાં બનાવો.

1 You are not old enough. 2 You have not enough ink. 3 I have plenty of ink but not enough of paper. 4 So noble a boy would not do a mean thing. 5 He is not tall enough to reach so high. 6 I am so old I cannot study. 7 He is so lazy he will not work. 8 S8 old a man cannot bear much cold. 9 This is not enough cloth to make a coat. 10 He had so little salary that he was not able to support his family. 11 You read so low I cannot hear you here. 12 You have not read enough for the examination. 13 He did not study long enough to pass the matriculation examination. 14 A boy so unprepared should not go to Bombay.

---

## બોધપાઠ ૨૪.

### No, Not.

**૮૯)** No (વિશેષણ)= કોઈ નહિ, જેમકે, This boy has no book, આ છોકરા પાસે ચોપડી નથી, કે કોઈ ચોપડી છે નહિ. No (ક્રિયાવિશેષણ) નિષેધાર્થે જવાબમાં એકલો આવે, જેમકે Has he a book ?No=ના.

**૯૦)** Not નિષેધાર્થ ક્રિયાવિશેષણ (ન, ના, નહિ, મા) સાથે ક્રિયાપદ હોય તો અંગ્રેજીમાં તે નિષેધાર્થ ક્રિયાવિશેષણનો તરજુમો not થાયછે. Has he a book ? No. અથવા He has not.

ઉદાહરણ.—કોઇ આવશે નહિ (Any one will not come એમ નહિ પણ) No one will come. બાળક કરતાં આ છોકરાને વત્તી અકલ નથી. This boy has no more sense than a child. પથ્થર કરતાં એનાથી વધારે તરાતું નથી. He can no more swim than a stone.

## ૯૧) અભ્યાસપાઠ ૨૬.

| | |
|---|---|
| પાઠ a lesson | તૈયાર કરવું to prepare |
| ઊંટ a camel | કંઇ નહિ nothing |
| પેન a slate-pencil | ચાલવાનું મન a wish to walk |
| કાંઇ something | ઠીક very well |
| તૈયાર ready | કેમકે because |

૧ આ છોકરા પાસે સ્લેટ નથી. ૨ તેની પાસે સીસાપેન છે ? ૩ ના, તેની પાસે નથી. ૪ તમે આવશો ? ૫ ના. ૬ તમે નથી આવવા ? ૭ ના, હું નથી આવતો. ૮ મહેતાજી રજા નહિ આપે (will give) કેમકે તમે પાઠ તૈયાર કર્યા નહોતા. ૯ કેમ તૈયાર કરૂં (could) ? ચોપડી નહોતી (I had). ૧૦ હાલ ચોપડી છે કે ? ૧૧ ના ૧૨ તેની પાસે વ્યાકરણ નથી. ૧૩ ત્યારે તે વ્યાકરણ કેમ શીખશે ? ૧૪ ઊંટ વ્યાકરણ શીખે તો તે વ્યાકરણ શીખે. ૧૫ એમ કેમ ? (What do you mean ?) ૧૬ કેમકે (I mean) તેનામાં ઊંટના જેટલી અકલ નથી. ૧૭ તેની પાસે ચોપડી નથી, સ્લેટ નથી, ટોપી નથી, પેન નથી, કંઇ નથી. ૧૮ ત્યારે શીખવાનું મન નથી એમ કહોને (Then you should say he has). ૧૯ ઠીક. ત્યારે ઊંટના જેટલું શીખવાનું મન નથી. ૨૦ કોઇ છોકરો હજી આવ્યો નથી. ૨૧ આજ મેં કોઈ પાઠ તૈયાર કીધો નથી. ૨૨ સારો છોકરો જૂઠું બોલે (use would) નહિ. ૨૩ સારો છોકરો કંઇ જૂઠું બોલે નહિ.

(૯૨) અભ્યાસપાઠ ૩૦.

નિષેધાર્થ થાય એવું દરેક વાક્ય ફેરવવું.

1 He has a book. 2 Has he a pen ? 3 Yes, he has a pen. 4 Is there anything to eat ? 5 There is something to eat, if you pay for it. 6 You are ten years old. 7 Is Bombay 60 kos from this ? 8 Yes, the master permits me to go. 9 The teacher will allow you to play after 12 o'clock. 10 The teacher says so. 11 We have books. 12 You can have a book. 13 My writing is as good as yours. 14 I think so. 15 Do you think so ? 16 Yes, I do. 17 Anybody is not here.

---

## બોધપાઠ ૨૫.

### વાક્યયોગી THAT ક્યારે ન વાપરવો.

### THE OMISSION OF THE CONJUNCTION THAT.

(૯૩) How, why, when, whether, when તથા what એઓ આગળ that ન મુકવો જોઈએ.

(૯૪) ઉદાહરણ.

| | |
|---|---|
| હું નથી જાણતો કે તે કેમ થાયછે. | I do not know how it is done. |
| તે શું કરવાનો હતો તે તેણે મને કહ્યું. | He told me what he was going to do. |
| તેણે કહ્યું નહિ કે આગબોટ ક્યારે ચાલવા લાગશે. | He did not say when the steamer would begin to ply. |

## (૯૫) અભ્યાસપાઠ ૩૧.

વૈદ a doctor, a physician
દરદી a patient
આલવું to behave, to conduct oneself
જોતાં રહેવું to observe
દાખલો a sum
આડાઈ stubbornness
લાભ થવો to profit by, to be benefited by
અધિપતિ an editor
આંગણું a compound
છૂપી રીતે ભમવું to lurk about, to prowl about
બંદર કરવું to touch the place
અઠવાડિયું a week
ડાક આગબોટ a mail steamer, the mail
મુઆ પછી after death
જવાબ આપવો પડવો to be responsible to
વિચારવું to consider
જવાબ આપવો to give an answer for
ખોટું (નામ) evil

૧ વૈદે દરદીને પૂછ્યું કે શી ખબર છે (was). ૨ બાપે કહ્યું કે તું ડાહ્યો કે નહિ તે હું હમણાં કહી શકતો નથી, પણ હવે પછી કેવી રીતે આલેછે (આલશે) તે હું જોતો રહીશ. ૩ મને ખબર નથી કે મારા ગજવામાં આ પૈસા ક્યાંથી આવ્યા. ૪ હું જાણતો નથી કે આ દાખલો કેમ થાયછે. ૫ મને ખબર નથી કે આવી આડાઈથી તેને શું લાભ થવાનો છે. ૬ મહેતાજીએ કહ્યું કે હું જાણતો નથી કે ગંગારામ પરીક્ષામાં પસાર થશે કે નહિ. ૭ અધિપતિએ કહ્યું કે કાગળ કોણે લખ્યો તે હું જાણતો નથી. ૮ ગઈ કાલે મોડી રાત્રે મારા આંગણા આગળ કોઈ છૂપી રીતે ભમતો હતો પણ અંધારાને લીધે (say અંધારામાં) જાણી (to tell) શક્યો નહિ કે તે કોણ હતો. ૯ હું જાણતો નથી કે વિલાયત જતાં રસ્તામાં આગબોટ ક્યાં ક્યાં બંદર કરેછે. ૧૦ હું જાણતો નથી કે આ અઠવાડિયાની ડાક આગબોટ ક્યારે આવશે, પણ ગયા અઠવાડિયાની તો શુક્રવારે આવી હતી. ૧૧. આપણે જાણતાં નથી કે ક્યારે મરીશું, પણ એટલું તો જાણીએ છીએ કે આપણે મરીશું કે નહિ. ૧૨. આપણે સઘળા જાણીએ છીએ કે મુઆ પછી આપણે કોને જવાબ આપવો પડશે. ૧૩ પણ થોડાજ વિચારેછે કે જે ખોટું આપણે કીધુંછે તેનો શો જવાબ આપીશું.

## બોધપાઠ ૨૬.

### At, In, To, Into.

૯૬) એ, માં, આ પ્રત્યયનો અર્થ કોઈ વખતે ઉપર થાયછે, ત્યારે તેનો તરજુમો on અથવા upon થાયછે. વળી માં ને વાસ્તે અંગ્રેજીમાં બે શબ્દ છે in અને to. સ્થિતિની વાત હોય તો in વાપરેછે, અને ગતિની વાત હોય તો to, into વાપરેછે. To = લગણ, સુધી, અને into = માંહે.

૯૭) ગામનાં નામને ગુજરાતીમાં પ્રત્યય ઘણી વાર લગાડતા નથી, પણ અંગ્રેજીમાં એમ ન ચાલે. રહેઠાણ બતાવવું હોય તો at, અથવા in વાપરેછે અને કંઈ જવાની વાત કરવી હોય તો to.

૯૮) At તથા in નો ફેર. ગામ અથવા શહેરના ભાગ (પોળ, ફળિયું) નાં નામસાથે at (પાસે. આગળ, આવેછે,) અને શહેર, જિલ્લા કે, દેશનાં નામસાથે in (માં) આવેછે.

૯૯) In = પછી. કંઈ વાતને કેટલો વખત થયોછે કે થવાનો છે એવું બતલાવવું હોય ત્યારે ગુજરાતીમાં "પછી" વાપરેછે, જેમકે, ત્રણ દિવસ પછી આવીશ. એજ અર્થે અંગ્રેજીમાં in વાપરેછે, I will come in three days.*

૧૦૦) **અભ્યાસપાઠ ૩૨.**

| | |
|---|---|
| પડેલું lying | ખીલો a nail |
| ખૂણો a corner | રહેવું to live |
| સરખું કરવું, સીધું કરવું to straighten | ઇરાદો an intention |
| માંહે ઠોકવું to drive into | સુધી as far as |
| હથોડી a hammer | |

---

* એવે પ્રસંગે in નો અર્થ "at the termination of" (અંતે) થાયછે. In નો આ ઉપયોગ પ્રથમ જોતાં નવાઈ જેવો લાગેછે, પણ ગુજરાતીમાં એને મળતી રીત છે,—ત્રણ દિવસે ઘર બંધાશે; બે કલાકે કામ પૂરૂં થશે.

૧ તે મેજ ઉપર છે. ૨ રસ્તે પડેલું મને જડ્યું (I found it). ૩ મારો નાનો ભાઈ કોટડીને ખુણે બેઠો હથો. ૪ મારી ચોપડી મેજને ખૂણે પડેલી હતી. ૫ સુતારે મેજના ખુણા ઉપર ખીલો સજડ કર્યો. ૬ પાણી મેં તે પેટીને ખુણે ઢોક્યો. ૭ સુતારે હથોડીએ ખુરશીને પાયે ખીલો માર્યો. ૮ આ કૂચી તમારી છે? ૯ તે મને રસ્તેથી જડી. ૧૦ ભદ્ર જતાં મને રસ્તે મહેતાજી મળ્યા ૧૧ તમારે નાકે શાહી છે. ૧૨ માથે પાઘડી છે ને પાઘડીમાં માથું છે. ૧૩ તમે ક્યાં રહોછો ? ૧૪ હું અમદાવાદ રહુંછું. ૧૫ આગળ હું સુરત રહેતો હતો પણ હાલ રાંદેર રહુંછું. ૧૬ આ વરસ મુંબાઈ જવાનો મારો ઈરાદો છે. ૧૭ તમે ગામમાં જાઓછો? ૧૮ ના, ફક્ત દરવાજે (દરવાજાસુધી) જઉંછું ૧૯ તમે કહ્યું કે અમદાવાદ રહુંછું (You said you lived) પણ અમદાવાદમાં કયે ઠેકાણે (part of) રહોછો ? ૨૦ માણેકચોકમાં રહુંછુ. ૨૧ સુરત જતાં આગગાડી ભરૂચ અટકેછે. ૨૨ દશ દિવસ ઉપર (ago) હું વડોદરે ગયો. ૨૩ વલસાડ હું બે મહિના રહ્યો. હાલ મુંબાઈ રહુંછું.

ભૂલ કાઢવી :—

1 I live Rajkote now, but formerly I lived at Bombay. 2 Go in the room and bring me my hat. 3 My turban is in the corner of the table. 4 No I found it on the corner of the room. 5 The Collector of Ahmedabad lives at the Bhadra. 6 He studied six years into the University at Bombay. 7 He is walking in the room. 8 Let him go in the bazar. 9 Let him go into the bazar. 10 He put the rupee in a piece of paper and the paper in his pocket.

## બોધપાઠ ૨૭.

FROM, BY, WITH.

**૨૦૧** થી=From, by, with.

From વિયોગ બતાવેછે, જેમકે, હું દૂરથી આવ્યો I came from a distance. from કોઈ વખતે કારણ બતાવેછે, જેમકે, તે ભૂખે મૂઓ He died from starvation.

By કર્ત્તા બતાવેછે. જેમકે, તમારાથી આ થયું. This was done by you. વળી વર્ત્તમાન કૃદંતે કરણ કે રીત બતાવવામાં આવેછે ત્યારે by જ વાપરેછે, જેમકે, જૂઠું બોલવાથી પોતાને ગેરફાયદો થાયછે By telling lies he does himself harm.

With. જો કરણ વિષય (પદાર્થ હોય તો with વાપરવું. જેમકે તમે હાથથી કર્યું. You did it with your hand. વળી વિશેષ વર્ણન કરવું હોય તો with કામ લાગેછે. જેમકે, બારણાં બંધ છતાં with the doors shut. માથાપર રૂમાલ વીંટાળેલો with a handkerchief tied round his head.

**૨૦૨)** **અભ્યાસપાઠ ૩૩.**

દૂર distant
રોજ every day, daily
ઘેર home, at home
આગગાડી a railway train
છુંદાઈને મરણ પામવું to be crushed to death
ઝેર poison
ધારવું to think, to reason
ખેડુત a farmer, a cultivator
હળ a plough
ભોંય the ground, land
તર્ફેણ a sowing machine
કોદાળી a spade

૧ હું દૂર દેશથી આવ્યો. ૨ સૂરતથી આવ્યો. ૩ ને વિરમગામ જા-
ઉછું. ૪ તમારી પાસેથી આ રૂપિઆ મને મળ્યા (received). ૫
મુંબાઈથી (તે) અમદાવાદ સુધી આગગાડી રોજ જાયછે ૬ આગગાડી
તળે તે છૂંદાઈને મરણ પામ્યો ૭ સાહેબે બંદુકથી વાઘને માર્યો. ૮ એથી
૫ તે મરણ પામી. ૯ દરજી સોયથી સીવેછે. ૧૦ કાણબી ખેતર ખેડેછે
(સહામિદ વાપરવી). ૧૧ ખેડુત હળથી ભોંય ખેડેછે. ૧૨ પછી તર્ફેથી
બીજ વાવેછે. ૧૩ નિશાળેથી હું ઘેર જતો હતો ત્યારે રસ્તે મેં સાપ
જોયો. ૧૪ તેને મેં લાકડીવતી માર્યો, કારણકે હું એવું ધારતો હતો કે હું
સાપથી મરૂં તેના કરતાં મારાથી સાપ મરે તે સારૂં. ૧૫ ઇંગ્લાંડમાં આં-
૧૦ ધળાં અને બહેરાંઓ આગળીઓ વડે વાત કરી શકેછે. ૧૬ સૌ કોઈ
૧૧ હાથે વતી કામ કરેછે. ૧૭ મજુર કોદાળી લઈને ખોદેછે.

---

## બોધપાઠ ૨૮.

### ON, OVER, ABOVE વગેરે.

**૧૦૩**) Across પાર, આડું. Above બીજાથી ઊંચું. Beyond બીજાથી આઘે. Off ઉપરથી. Over ઉપર, ઉપર થઈને. Along લંબાઈમાં, એના જેવા અર્થ થાયછે. To walk along the road. રસ્તે ચાલ્યાં જવું (રસ્તાની લંબાઈમાં ચાલવું.) તેમ Across =ચોડાઈમાં. To go across the road રસ્તે આડાં ઊતરવું કે સામી બાજૂએ જવું. The book is on the table અને The book is over (અથવા above) the table. On નો એવો અર્થ નીકળેછે કે ચોપડી મેજને લગતી છે, અને over થી એવું સમજાયછે કે ચોપડી મેજ ઉપર ખરી પણ મેજથી અલગ છે.

☞ To go *for* some business એમ નહિ પણ to go *on* some business.

## ૧૦૪) અભ્યાસપાઠ ૩૪.

રૂવાં small hairs, down
કપાળ the forehead
વાંદરૂં a monkey, an ape
કાગડો a crow, a rook
કૂદવું, કૂદીપડવું to jump
કારણકે because
હોડી a boat
કિનારો a bank
થડ a stem, a trunk
અર્થ વગરનું nonsense
જમણી ગમ on the right side
ચીરીને દોડવું to run across
કામ business
રેલવે સ્ટેશન the railway station
પાછલો પહોર the afternoon
ખાનગી private
જવા આવવાનું of the journey, travelling
ખરચ expenses.

૧ ગોવિંદ કરતાં પેલો પાટીદાર વર્ગમાં ઉપર છે. ૨ મ્હોં ઉપર નાક હોયછે. ૩ નાક ઉપર રૂવાં હોયછે. ૪ નાક ઉપર કપાળ હોયછે. ૫ આપણા માથા ઉપર છાપરૂં છે, અને છાપરા ઉપર વાંદરાં બેઠાંછે માટે આપણા માથા ઉપર વાંદરા બેઠાંછે એમ ગુજરાતીમાં ન કહેવાય, તેમ અંગ્રેજીમાં એમ બોલવું અર્થ વગરનું થઈ જાય. ૬ કાગડા રોજ ઘર ઉપર થઈને ઊડેછે. ૭ આ મેજ જમીન ઉપર છે. ૮ મેજ ઉપર થઈને હું કૂદી પડયો. ૯ નદી પાર જાઉંછું, કારણકે નદીપાર મારૂં ઘર છે. ૧૦ અમારૂં ઘર તમારા કરતાં આઘે છે. ૧૧ હોડી આવે ત્યાંસુધી નદીને કિનારે કિનારે જાઓ. ૧૨ વાડના થડમાં ને થડમાં ચાલ્યા જાઓ. ને ઝાડથી આઘે જમણી ગમ પગથી આવે તે પકડજો. ૧૩ તેણે મારી ચોપડી ઉપર આડી લીટી દોરી. ૧૪ ચોર રસ્તો ચીરીને દોડી ગયો. ૧૫ કંઈ કામ સારૂ મારા દોસ્તદારને ત્યાં હું ગયો. ૧૬ કંઈ કામસર મારે રેલવે સ્ટેશનપર જવું છે, માટે મારાથી પાછલા પહોરના નિશાળે ન અવાય. ૧૭ તે કામસર ખાનદેશ જવાનો છે તેથી તેણે ત્રણ મહિનાની રજા માગી. ૧૮ તે પોતાના બાપના કામ સારૂ મુંબાઈ ગયોછે. ૧૯ સરકારી કામે જશે તો જવા આવવાનો ખરચ મળશે અને ખાનગી કામે જશે તો નહિ મળે.

## બોધપાઠ ૨૯.

### Ago, Since, તથા Till, Until.

**૧૦૫)** Ago = ઉપર, જેમકે, દોઢ મહિના ઉપર A month and a half ago.

**૧૦૬)** Since ના બે ઉપયોગ થાયછે,—ત્યારપછી, અને ત્યારથી તે અત્યાર સુધી, જેમકે નાતાલ પછી હું એક વખત મુંબાઈ ગયોછું I have been to Bombay once since Christmas. મુંબાઈ ગયો ત્યારથી હું સારો રહ્યો નથી I have not been well since I went to Bombay.

**સૂચના**—પંદર દિવસથી હું તાવે પડ્યોછું. આવા વાક્યનો તરજુમો કરવો હોય તો since 15 days ન આવે. Since નો અર્થ લગણ કે સુધી કદી થતો નથી. કાળસુચક નામ સાથે થી, સુધી, લગણ, એવા શબ્દયોગીનો અર્થ બતાવવો હોય તો અંગ્રેજીમાં શબ્દયોગી વગરજ ચલાવવું, જેમકે I have been ill of fever 15 days નહિતો during કે for વાપરવો જેમકે I have been ill for 15 days.

**૧૦૭)** *Till, Until* નો ઉપયોગ નીચે લખેલાં ઉદાહરણ ઉપરથી શીખવો.

| | |
|---|---|
| પાઠ તૈયાર કરશે ત્યાંસુધી તે રમવા જશે નહિ. | He will not go to play till he has prepared his lesson. |
| ઓસડ પીશે નહિ ત્યાં સુધી તે સારો થવાનો નથી. | He will not get better until he takes medicine. |

**૧૦૮)** **અભ્યાસપાઠ ૩૫.**

| | |
|---|---|
| ઉનાળો the hot season, summer | થવા આવવું=લગભગ થવું to be almost |
| સેંકડો, સૈકું, સૈકો a century | શોધ લાગવો to be invented, to be discovered |
| કળા an art | |
| રાજ્ય કરવું to reign | |

૧ મને મુંબાઈ ગયાને ત્રણ મહિના થયા. ૨ આજથી ૧૮૭૧ વર્ષ ઉપર ઈસુખ્રીસ્ત જન્મ્યો હતો (was born). ૩ તે દહાડા પછી મેં તમને જોયા નથી. ૪ તમને જોયાને ઘણા દહાડા થયા. ૫ ઘણા દહાડા થયાં મેં તમને જોયા નથી. ૬ સાડાત્રણ વર્ષ સુધી હું અંગ્રેજી શીખતો હતો. ૭ આજ સાડાત્રણ વર્ષ થયાં અંગ્રેજી શીખુંછું. ૮ ઊનાળો બેઠો (set in) ત્યારથી હું ફરવા જતો નથી. ૯ ચાર સૈકા થયાં યુરોપખંડમાં છાપવાની કળાનો શોધ લાગ્યો. ૧૦ કોલમ્બસે અમેરિકા શોધી કાઢ્યાને ૩૭૧ વર્ષ થયાં. ૧૧ દશ વર્ષ ઉપર હું સુરત આવ્યો. ૧૨ મુંબાઈ છોડ્યાને મને પંદર વર્ષ થયાં. ૧૩ વિક્ટોરિયા રાણી તા૦ ૨૮ જુન સને ૧૮૩૮ માં ઇંગ્લાંડની ગાદી ઉપર બેઠાં, માટે તેને રાજ્ય કરતાં ૪૧ વર્ષ થયાં. ૧૪ વિક્ટોરિયા હિંદનાં મહારાણી થયાં તેને ૧૯ વર્ષ થવા આવ્યાંછે. ૧૫ મને અંગ્રેજી શીખવા માંડ્યાને ત્રણ વર્ષ થયાં. ૧૬ ત્રણ વર્ષ ઉપર મેં અંગ્રેજી શીખવા માંડ્યું. ૧૭ આ ઘર બંધાયાને કેટલાં વર્ષ થયાં તે હું જાણતો નથી. ૧૮ તે પંદર વરસનો થયો ત્યાંસુધી તેણે સાહિબ લોકનું મ્હોં જોયું નહોતું. ૧૯ પંદર વરસનો થયો ત્યાંસુધી અંગ્રેજી ભાષાનું નામ પણ સાંભળ્યું નહોતું. ૨૦ થોડા દહાડા ઉપર તો તમને અક્ષરે પૂરા નહોતા આવડતા. ૨૧ જ્યાંસુધી તમે બધા વિષયમાં પસાર થયા નહિ ત્યાંસુધી તમને વર્ગ ચઢાવવામાં નહિ આવે. ૨૨ તેણે કનેથી એ શેરડીનો એક ભારો લીધો ત્યારે ઊઠી (=ત્યાંસુધી ઊઠી નહિ.)

ભૂલ કાઢવી :—

1 I am ill since four days. 2 I have felt better since Monday. 3 Since three days I have not seen you. 4 It is not six month ago since I was in Bombay. 5 I have been studying Sanscrit since four years. 6 It is few years ago I began to study Sanscrit. 7 Since five years you were a very little boy. 8 He has gone to Surat since two months. 9 Since how many days have you been here ? 10 It is three days since I am here.

## બોધપાઠ ૩૦.

### ક્રિયાપદ. મૂળભેદે નિશ્ચયાર્થનાં રૂપ. ભાગ ૧.

### THE VERB. ACTIVE VOICE, INDICATIVE MOOD.

**૧૦૯)** મૂળભેદ નિશ્ચયાર્થ Active Voice, Indicative Mood. (કોઈ વ્યાકરણ ઉપરથી ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપો શીખવાં જોઈએ. નીચે આપ્યાછે તે હૉવર્ડકૃત વ્યાકરણમાથી લીધેલાંછે.)

PRESENT TENSE વર્તમાનકાળ.

| | |
|---|---|
| ૧ *Indefinite* (અનિશ્ચિત રૂપ) | I walk હું ચાલુંછું. |
| ૨ *Continuous* (ચાલુ રૂપ) | I am walking હું ચાલુંછું. |
| ૩ *Emphatic* (ભાર રૂપ) | I do walk હું ચાલુંછુંજ.• |

PAST TENSE ભૂતકાળ.

| | | |
|---|---|---|
| ૧ *Indefinite*, | I walked | હું ચાલ્યો. |
| ૨ *Continuous*, | I was walking | હું ચાલતો હતો. |
| ૩ *Emphatic*, | I did walk | હું ચાલ્યોજ. |

FUTURE TENSE ભવિષ્યકાળ.

| | | |
|---|---|---|
| ૧ *Indefinite*, | I shall walk | હું ચાલીશ. |
| ૨ *Continuous*, | I shall be walking | હું ચાલતો હોઈશ. |
| ૩ *Emphatic*, | | નથી થતું. |

**૧૧૦)** અનિશ્ચિત રૂપ.—દસ્તૂર પ્રમાણે છે કે હમેશા થાયછે એમ બતાવવું તે આ રૂપનું કામ છે, જેમકે The horse eats grass (તેને ઘાસ ખાવાનો દસ્તૂર છે–રોજ ખાયછે).

ચાલુ રૂપ.—બોલતીજ વખતે થાયછે તે બતાવવાનું આ રૂપનું કામ છે, જેમકે My horse is eating grass હાલ ખાયછે.—ખાવામાં છે.

ભાગ રૂપ.— ભાર દેઈને બોલવું, કે કોઈને મનાવવું હોય તો આ રૂપ કામ આવેછે, જેમકે, The horse does eat grass (ખાયછેજ)—બીજાનું મત જુદું હોય પણ હું કહુંછું કે ઘોડો ઘાસ ખાયછેજ (does eat).

. વળી પ્રશ્ન પૂછવાને તથા નકાર કરવાને do વાળું રૂપ વાપરેછે, જેમકે, Did you go to School? I did not go to school.

પ્રશ્નમાં કર્તા સહાયકારક ક્રિયાપદની પછવાડે આવેછે. Did you walk? Must you go? Has the train arrived?

**૧૧૧**) **સૂચના**—ભૂતકાળે I walked અને I was walking આવેછે. વારૂ, હું ચાલ્યો, અને હું ચાલતો હતો એમાં જે ફેર તેજ ફેર I walked અને I was walking માં છે.

## ૧૧૨) અભ્યાસપાઠ ૩૬.

ફૂલ ચુંટવું to pluck a flower
માફ કરવું to forgive, to pardon
વેચાતું લેવું to buy, to purchase
લઘુવ્યાકરણ a smaller grammar
સાટું a bargain
સાટે instead of, in exchange for
બેઠાં બેઠાં sitting there
—ની વાત કરવી to talk about
સાટું કરવું to exchange

આવતી કાલે to-morrow
તારે ત્યાં to your house
ઠામે ઠામ from place to place
ભટકવું to wander
ચિતારો a painter
ચિત્ર a picture, a painting
(ચિત્ર) કહાડવું to paint, to draw
બતક a duck (a drake નર)
પાઠ a task, a lesson, an exercise

૧ હું રોજ નિશાળે જાઉંછું. ૨ ક્યાં જાયછે ભાઈ? (ભાઈને બદલે અંગ્રેજીમાં છોકરાનું નામ લેવું; પ્રેમચંદ લખો ત્યારે). ૩ નિશાળે જાઉંછું. ૪ (શું) પુરૂષોત્તમ ફૂલ ચુંટુંછેકે? ૫ હા, પુરૂષોત્તમે (it) ચુંટ્યું. ૬ પુરૂષોત્તમ, કેમ મારી વાડીમાંથી ફૂલ ચુંટ્યું? ૭ હું રસ્તાપર (along)

ચાલતો હતો ત્યારે મેં તેને જોયો. ૮ મારી ભુલ થઈ (I did wrong); માફ કરોજી, ભાઈસાહેબ. ૯ જુઓ કેટલાં ઘેટાં ખેતરમાં ચરેછે ? ૧૦ હું આવ્યો ત્યારે* (when I—) તમે શું કરતો હતા ? ૧૧ આ લખતી હતી અને હું વાંચતો હતો. ૧૨ તમારું વ્યાકરણ હું વેચાતું રાખીશ (will). ૧૩ મારા ટેલરકૃત લઘુવ્યાકરણ સાટે તમે મને છઠ્ઠી ચોપડી આપશો ? ૧૪ છોકરાં, બેઠાં બેઠાં શી વાત કરોછો ? (બોધ પાઠ ૫૦ જુઓ.) ૧૫ ચોપડીનું સાટું કરવાની વાત કરીએ છીએ. ૧૬ રોજ એક પાઠ કરુંછું, પણ કાલે રજા છે (will be) માટે બે લખી લઈશ. ૧૭ ત્યારે કાલે તારેત્યાં હું નહિ આવું (આવીશ) કેમકે તું પાઠ લખવામાં હઈશ (=લખતો હઈશ). ૧૮ અરબ લોક ઠામેઠામ ભટકેછે. ચિતારો ચિત્ર કહાડેછે. ૧૯ ચિતારો મારી છબી કાઢેછે. ૨૦ બતક પાણીમાં તરેછે. ૨૧ આ બતક શું કરેછે ? ૨૨ તળાવમાં તરેછે

ભુલ કાઢવી :—

1 I am walking two miles every day. 2 What you do there ? 3 I write my English exercise. 4 I write an exercise every day. 5 What you did when I came? 6 I was preparing my paraphrase-lesson ; we are always doing paraphrase two days in the week. 7 What do you then ? 8 What do you in the evening ? 9 How you spend your time after school ? 10 You intend to go anywhere in the holidays ? 11 I not intend to go anywhere. 12 I am liking to stay in Ahmedabad.

---

* હું આવ્યો ત્યારે, એવા વાક્યનું પૂરું રૂપ, જ્યારે હું આવ્યો ત્યારે એવું થાયછે. ગુજરાતીમાં "જ્યારે" પડતો મહેલેછે પણ ઈંગ્રેજીમાં "ત્યારે" (then) પડતો મહેલવાનો દસ્તૂર છે. માટે ત્યારેનો તરજુમો ઘણીખરી વેળાએ "when" થાયછે.

## ૧૧૩) અભ્યાસપાઠ ૩૭.

| | |
|---|---|
| ભત્રીજો a nephew | એકઠું થવું to collect |
| વર્ત્તણુક conduct | રમાડવું to amuse |
| વિવરણ paraphrase | —નો વિચાર કરવો to think of |
| પાઠ લેવો to hear a lesson | પોતાનું ઘર home |
| ટોળું a crowd | |

૧ તમારો ભત્રીજો નિશાળે નથી જતો? ૨ કેમ એવું તું કહેછે? ૩ હું તને કહુંછું (કે) નિશાળે જાયછે. ૪ તેની ખોટી વર્ત્તણુક ઉપર તેના કાકાનું ધ્યાન ગયું (attracted the attention of). ૫ રોજ કેટલી લીટીનું વિવરણ કરોછો? ૬ હું વિવરણ નથી કરતો. ૭ તમે તો કરોછો કેમકે તે દિવસે હું આવ્યો (હતો) ત્યારે હેડ માસ્તર વિવરણનો પાઠ લેતા હતા. ૮ પણ હું હેડ માસ્તરના વર્ગમાં બેસતો નથી, બીજા* વર્ગમાં બેસુંછું. ૯ તમને અમારી નિશાળે આવ્યાને કેટલા દિવસ થયા? ૧૦ એક મહિનો થયો. ૧૧ અહિઆં ટોળું એકઠું થશે (will collect). ૧૨ હમણાથીજ (already) એકઠું થવા લાગ્યું. ૧૩ હું નથી જાણતો. ૧૪ એક મોટો છોકરો બીજાં નાનાંને રમાડેછે. ૧૫ મહેતાજી આવ્યા ત્યારે તમે શું કરતા હતા? † ૧૬ અમે રમતા હતા. ૧૭ બેઠા બેઠા તમે શાનો વિચાર કરોછો? ૧૮ અમે પોતાના ઘરનો વિચાર કરીએ છિયે. ૧૯ કેટલા દિવસ ઉપર તમે ઘર મુક્યુંછે? ૨૦ ત્રણ મહિના થવા આવ્યા (અંગ્રેજીમાં, લગભગ almost ત્રણ મહિના છે). સવારે હું વહેલો આવું (if I come) તો તમે ખાટલાપર સૂતા હશો.

---

* બીજું—અનુક્રમની વાત હોય તો second; "આ નહિ પણ બીજું" એવો અર્થ હોય તો other.

† જે સવાલમાં મુકરર પ્રસંગની વાત છે તેમાં do રૂપ નહિ પણ ચાલુ રૂપ એટલે વર્ત્તમાન કૃદંતે સાધિત થયેલું રૂપ લાગે.

ભૂલ કાઢવી:—

What you think about? 2 I think about why you came not to school yesterday. 3 Why you came not to school yesterday? 4 I wrote letters to my friends all day yesterday. 5 Why you not wrote to me? 6 You expected not letter from me. 7 But I say I expected letter from you. 8 I think not you are good correspondent.

---

## બોધપાઠ ૩૧.

### ૧૧૪) ક્રિયાપદ. મૂળભેદ, નિશ્ચયાર્થનાં રૂપ. ભાગ ૨.

### THE VERB, ACTIVE VOICE, INDICATIVE MOOD—*continued*

#### PRESENT TENSE વર્તમાનકાળ.

૪ *Perfect* (ભૂતવર્ત્તમાન) I have walked હમણાજ હું ચાલ્યોછું.

૫ *Per. Continuous* (ચાલુ ભૂતવર્ત્તમાન) I have been walking હમણાજ હું ચાલ્યાં કરતો હતો.

૬ *Prospective* (ભવિષ્ય વર્ત્તમાન) I am to walk હું ચાલવાનો છું.

#### PAST TENSE ભૂતકાળ.

૪ *Pluperfect* (પૂર્વભૂત) I had walked હું ચાલ્યો હતો, હું ચાલી રહ્યો હતો.

૫ *Pluper. Continuous* I had been walking (ત્યાર પહેલાં) હું ચાલ્યાં કરતો હતો.

૬ *Past Prospective* I was to walk હું ચાલવાનો હતો.

૭ *Pluper. Pros.* (પૂર્વભૂતાપેક્ષક) I was to have walked (ત્યાર પહેલાં) હું ચાલી રહેવાનો હતો

#### FUTURE TENSE ભવિષ્યકાળ.

૪ *Perfect* (પૂર્વ ભવિષ્યરૂપ)

I shall have walked ત્યાર પહેલાં હું ચાલી રહીશ.

## ૧૧૫) અભ્યાસપાઠ ૩૮.

| | |
|---|---|
| કામ કરવું to work | અધુરૂં unfinished |
| ગોખવું to prepare | રોજો a tomb |
| ઢોળાવું to be split | બાંધવું to build |
| તે વાસ્તે for that, hence, therefore | જન્મારો a birth, life |
| | હજી yet |

૧ ગામથી હું હમણાજ ચાલી આવ્યોછું. ૨ ચાર વાગ્યાનું મેં મારૂં કામ પૂરૂં કર્યુંછે. ૩ આજ તમે શું કર્યું? ૪ આખો દિવસ કામ કરતો હતો. ૫ હમણાજ પૂરૂં કર્યું. ૬ આવતી કાલે હું દીનાનાથને ત્યાં જવાનો છું. ૭ તમારા આવ્યા પહેલાં હું મારો પાઠ લખી લઈશ. ૮ આવતી કાલે નિશાળનો વખત થયા પહેલાં મારા બધા પાઠ ગોખી રહીશ. ૯ મહેતાજી નિશાળે આવ્યા પહેલાં હું ભાષાંતરનો પાઠ લખી રહેવાનો હતો. ૧૦ પણ શાહીની સીસી પડીગઈ ને બધી શાહી જમીનપર ઢોળાઈ ગઈ, તેથી it અધુરો રહ્યો. ૧૧ કાલે હું શાહ આલમનો રોજો જોવા ગયો હતો. ૧૨ આગળ હું કદી ગયો ન હતો. ૧૩ હું તો હજી નથી ગયો. ૧૪ આજતો કડિયા બાંધવા માંડશે, પણ ઘર બાંધી રહેશે ક્યારે? ૧૫ હું યૂરોપ જવાનો છું, એવું ચુનીલાલને કહે (અંગ્રેજીમાં—ચુનીલાલને કહેકે.—) ૧૬ હું જવાનો હતો પણ મારો કાકો માંદો પડ્યો. ૧૭ મારા કાકાએ આખો જન્મારો વેપારમાં કહાડ્યોછે, પણ આજે તો વેપાર મેલી દીધોછે. ૧૮ છ વાગ્યા પહેલાં હું વાડીમાં અર્ધો કલાક ફરૂંછું. ૧૯ કાલે તમે મારે ત્યાં આવ્યા તે પહેલાં હું વાડીમાં ફરતો હતો.

ભૂલ કાઢવી :

1 I am ill six weeks. 2 You are always kind to me, Sir, since I have been a boy. 3 I received many a favour from you. 4 Well, Motilal, you just come from school now ? 5 Yes, I just came ; teacher was keeping

me a long time to-day. 6 After I shall finish my lessons I will go and play. 7 When you came up I was walking a long time. 8 Yes, I remember, you were appearing tired. 9 I was writing two or three letters to-day.

---

## બોધપાઠ ૩૨.

### TO WALK ક્રિયાપદનાં રૂપાખ્યાનનું કોષ્ટક.

### Paradigm of the Verb To Walk.

૧૧૬) Walk ક્રિયાપદનાં રૂપાખ્યાનનું કોષ્ટક (PARADIGM OF THE VERB TO WALK).

મૂળભેદ, નિશ્ચયાર્થ (ACTIVE VOICE, INDICATIVE MOOD).

| NAMES OF FORMS.<br>રૂપનાં નામ. | PRESENT TENSE.<br>વર્તમાનકાળ. | PAST TENSE.<br>ભૂતકાળ. | FUTURE TENSE.<br>ભવિષ્યકાળ. |
|---|---|---|---|
| ૧ *Indefinite*<br>અનિશ્ચિત રૂપ | I walk<br>હું ચાલુંછું | I walked<br>હું ચાલ્યો | I shall walk<br>હું ચાલીશ |
| ૨ *Continuous*<br>ચાલુ રૂપ | I am walking<br>હું ચાલુંછું | I was walking<br>હું ચાલતો હતો | I shall be walking<br>હું ચાલતો હઈશ |
| ૩ *Emphatic*<br>ભાર રૂપ | I do walk<br>હું ચાલુંછુંજ | I did walk<br>હું ચાલ્યોજ | ............... |

| NAMES OF FORMS. રૂપનાં નામ. | PRESENT TENSE. વર્તમાનકાળ. | PAST TENSE. ભૂતકાળ. | FUTURE TENSE ભવિષ્યકાળ. |
| --- | --- | --- | --- |
| ૪ *Perfect* સંપૂર્ણ રૂપ | I have walked હમણુ જ હું ચાલ્યોછું | I had walked હું ચાલ્યો હતો | I shall have walked (ત્યાર પહેલાં) હું ચાલ્યોહોઇશ |
| ૫ *Perfect Continuous* સંપૂર્ણ ચાલુ રૂપ | I have been walking હું ચાલ્યાં કરતો હતો | I had been walking (ત્યાર પહેલાં) હું ચાલ્યાં કરતો હતો | ............... |
| ૬ *Prospective* અપેક્ષક રૂપ | I am to walk હું ચાલવાનો છું | I was to walk હું ચાલવાનો હતો | ............ |
| ૭ *Pluperfect Prospective* પૂર્ણભૂતાપેક્ષક રૂપ | ............... | I was to have walked (ત્યાર પહેલાં) હું ચાલી રહેવાનો હતો | ............... |

૧૧૭) અભ્યાસપાઠ ૩૯.

નમૂના પ્રમાણે LOOK ક્રિયાપદનું કોષ્ટક બનાવો.

## બોધપાઠ ૩૩.

### સહ્યભેદનાં રૂપ.

THE PASSIVE VOICE.

**૧૧૮)** સહ્યભેદ, નિશ્ચયાર્થ (Passive Voice, Indicative Mood).

વર્તમાનકાળ.

| | |
|---|---|
| ૧ I am taken | હું પકડાઉંછું કે પકડાએલોછું. |
| ૨ I am being taken | હું પકડાઉંછું. |
| ૪ I have been taken | હમણાજ હું પકડાયોછું. |
| ૬ I am to be taken | હું પકડાવાનો છું. |

ભૂતકાળ.

| | |
|---|---|
| ૧ I was taken | હું પકડાયો. |
| ૨ I was being taken | હું પકડાવામાં હતો. |
| ૪ I had been taken | (ત્યાર પહેલાં) હું પકડાયો હતો. |
| ૬ I was to be taken | હું પકડાવાનો હતો. |

૭ I was to have been taken (ત્યાર પહેલા) હું પકડાઈ રહેવાનો હતો.

ભવિષ્યકાળ.

| | |
|---|---|
| ૧ I shall be taken | હું પકડાઈશ. |

૪ I shall have been taken (ત્યાર પહેલાં) હું પકડાએલો હોઈશ.

**૧૧૯)** સહ્યભેદથીજ પાસિવ વાઇસનો તરજુમો થાય એવું ન જાણવું. ગુજરાતીમાં ક્રિયા સહેવાને અર્થે સહ્યભેદનો થોડો ઉપયોગ થાયછે, પણ અંગ્રેજીમાં પાસિવ વાઈસે ક્રિયાપદ વાપરવાનો ઘણો ચાલ છે, જેમકે, મહેતાજીનું માન તેના બધા છોકરા રાખેછે, The teacher is es-

teemed by all his pupils. આ મારા લખેલા અક્ષર છે These letters were written by me. નીચા ઝાડને છોડવો કહેછે A low tree is called a bush.

## ૧૨૦) અભ્યાસપાઠ ૪૦.

| | |
|---|---|
| ડાકના કાગળની પેટી a letter box | યંત્ર a machine |
| આવૃત્તિ an edition | ચાલવું to move |
| મારવું to beat | પાયો a foundation |
| ઢાંકવું to cover | ખસવું to give way |
| દુઃખ misery | ઘર આગળ પહોચવું to reach a house |
| ઘણુંકરીને for the most part | |
| ગળવું to swallow | લાંચ ખાવી to take a bribe |

પાસિવ વાઈસ વાપરીને તરજુમો કરો.— ૧ આ ડાકના કાગળની પેટીમાં રોજ એક હજાર કાગળ નખાયછે. ૨ મારૂં ઘર બંધાયછે ૩ હું કેળવણી લઉંછું. (I——educated). ૪ હોપકૃત વ્યાકરણની બીજી આવૃત્તિ છપાવવાની છે. ૫ (If) આ રસ્તે જશે (તો) લોક તને મારશે. ૬ વાદળાંએ ચંદ્રમાને ઢાંકી દીધો હતો ૭ જલદી દોડ. નહિતો તારી અગાઉ ગોપાળ બધી બરફી ખાઈ જશે (=ગોપાળથી ખવાશે) ૮ સૂઈ ગયા પહેલાં હું બધા કાગળ લખી રહીશ (=મારાથી લખાઈ રહેશે). ૯ એવા છોકરાને બધા લોક ચાહેછે. ૧૦ આપણું સુખ કે દુઃખ ઘણુંકરીને આપણા હાથમાં રાખેલુંછે. ૧૧ યંત્રને જેમ ચલાવીએ તેમ ચાલેછે. ૧૨ આ ચોપડી હું કદી વાંચીશ નહિ. ૧૩ ઘર બાંધતા હતા ત્યારે પાયા ખસી ગયા. ૧૪ મેં વીસ ફૂલ તોડ્યાંછે. ૧૫ સાપ ઉંદરને ગળતો હતો એટલામાં (When—) હું આવી પહોંચ્યો. ૧૬ હું તે ઘેર આગળ પહોચ્યો નહિ એટલામાં તો સિપાઈ આગપર પાણી નાખતા હતા. ૧૭ હું જાણતો નહોતો કે અદેખાઈ તારૂં લોહી સૂકાવી નાખેછે. ૧૮ આજ અમે નવી દુકાન માંડીશું. ૧૯ હળથી ખેતર ખેડાયછે. તેણે લાંચ ખાધીછે. આ વર્તમાનપત્ર મેં વાંચ્યુંછે. ૨૦ છ મહિના થયાં હું આ રોગથી પીડાઉંછું (Present Perfect Form).

## ૧૨૧) અભ્યાસપાઠ ૪૧.

### Active Voice અને Passive Voice.

નીચલાં વાક્યોને પાસિવ વાઈસનાં રૂપ આપો—

1 All persons esteem an honest man. 2 The teacher praises the diligent scholar. 3 We love our parents. 4 I have passed over many errors. 5 His father often blamed him. 6 Her mother has often told him so 7 They could have learned their lessons. 8 You will see them to-morrow. 9 We inhabit a beautiful country. 10. We love our country. 11 We ought to love our country. 12 The king promoted the captain. 13 Milton wrote Paradise Lost. 14 Who wrote Paradise Regained ? 15 England has produced many great poets. 16 The river will have overflowed the fields in two days. 17 I was to have learnt the sixth exercise. 18 The head master has promoted me to the fourth class. 19 The reason is that before the examination I had learnt my lessons well.

## ૧૨૨) અભ્યાસપાઠ ૪૨.

આ વાક્ય આક્ટિવ વાઈસનાં રૂપમાં આણો.—

1 Children are maintained and clothed by their parents. 2 The war has been carried on by them for many months. 3 The good of the ryots is jealously guarded by the sarkàr. 4 The mangoes have all been eaten by the boys. 5 The guavas had been stolen by

the children. 6 The girl was to have been beaten by her mother. 7 The boy was to have been whipped by his father for telling a lie. 8 Cotton is exported from India to England. 9 The prisoners could have been released by the Government, but they had not been recommended by the jailor. 10 The house was rented by them for a month. 11 The ship would have been carried by the wind to sea, had the anchor not been dropped. 12 The lesson must be learnt by you. 13 The lesson will have been written by me before it will be asked for by the teacher.

---

## બોધપાઠ ૩૪.

### સહ્યભેદ તથા શક્યભેદ.

### THE PASSIVE VOICE AND THE POTENTIAL MOOD.

**૧૨૩)** અંગ્રેજીમાં સકર્મક (transitive) ક્રિયાપદનોજ સહ્યભેદ થાય. પણ ગુજરાતીમાં કર્કોઈ જાતના ક્રિયાપદનો સહ્યભેદ બનેછે. જેમકે, જવાયછે, અવાશે થવાતું નથી. પણ એવું જાણવું જોઈએ કે ક્રિયાપદના મૂળભેદ જો સકર્મક ન હોય તો તેના સહ્યભેદનાં રૂપનો અર્થ ક્રિયા સહેવાનો નહિ પણ ક્રિયા થઈ શકવાનો થાયછે. તે ઉપર નજર રાખીને કેટલાક વૈયાકરણોએ આ ભેદનું નામ શક્યભેદ ઠરાવી રાખ્યુંછે.

**૧૨૪)** ઉદાહરણ.

| | |
|---|---|
| મારાથી આ રસ્તે જવાતું નથી=હું આ રસ્તે જઈ શકતો નથી. | I cannot go by this road. |
| તારાથી બારણે પેશાશે=તું બારણે પેસી શકશે. | Thou wilt be able to enter in by the door. |
| મારાથી કામ કરાતું નહોતું=હું કામ કરી શકતો નહોતો. | I was not able to work. |

**૧૨૫)** શકવું can, to be able. Can નાં બેજ રૂપ થાયછે can અને could. તેનાં રૂપ ખુટેછે ત્યાં be able વાપરવું.

**૧૨૬)** **અભ્યાસપાઠ ૪૩.**

દાઢ a molar tooth
અનાજ grain
ચાવવું to chew
છાનું રહેવું to be silent, to sit still
વેઠવું to endure
કેરી a mango
મારાથી જેટલું થાય all I can
મારાથી જેમ થાય in any way, in every way I can
આણવું to bring
પુરૂં completely
ગોળ treacle
ટોપરૂં a cocoanut kernel
કરડું strong
સામું જોવું to look at
એક the same
સગો ભાઈ a brother
સગી બેન a sister

૧ દાઢો વડે અનાજ ચવાયછે. ૨ આ રોટલો મારાથી ચવાતો નથી. ૩ કાન વડે આપણાથી સંભળાયછે. ૪ તે છોકરાથી છાનું રહેવાતું નથી. ૫ આપણો દેશ ગુજરાત કહેવાયછે અને આપણે ગુજરાતી કહેવાઈએ છિયે. ૬ તમે લખોછો તેમ મારાથી લખાય નહિ તો. ૭ તમારાથી લખાયછે તેમ મારાથી નથી લખાતું ૮ તમે લખ્યું તેમ મારાથી ન લખાત. ૯ કેરીઓ બજારમાં વેચાયછે. ૧૦ આ દુઃખ મારાથી વેઠાતું નથી. ૧૧ તમારાથી તેમને જેમ મદદ કરાય તેમ કરવી. ૧૨ જેટલી સંભાળ તમારાથી લેવાય તેટલી લેવી. ૧૩ આસ્ટ્રેલિયાથી મુંબાઈમાં ઘોડા આણેછે. ૧૪ ઘોડો આણ્યોછે. ૧૫ ગોળ, શેરડી. ને ટોપરાંવતી કંઈ ઘર બંધાય નહિ. ૧૬ સુરજનું અજવાળું એવું કરડું છેકે તેના સામું જોવાતું નથી. ૧૭ નાનું બાળક રડતું કેમ મેલાય? ૧૮ એક માબાપનાં છોકરાં તે સગાંભાઈબેન કહેવાય.

## ૧૨૭) અભ્યાસપાઠ ૪૪.

નીચનાં વાક્યમાં જે મુળભેદ (active voice) નાં ક્રિયાપદ છે તેમના વાક્યના અર્થમાં ફેર કર્યા વગર સહભેદ (passive voice) કરો, જેમકે, John loved Robert; Robert was loved by John.

1 He struck me. 2 His horse threw him. 3 He called me. 4 I rang the bell. 5 She praised our work. 6 The warm rays of the sun melt the snow. 7 He takes portraits very correctly. 8 She reproved us for being so late. 9 I recognised him in the distance. 10 Britannia rules the waves. 11 I saw him on the battle eve. 12 Sir Christopher Wren built the St. Paul's. 13 Who gives us all we have? 14 The dawn awoke us. 15 Dr. Livingstone has explored a large part of Africa.

૧૨૮) નીચેનાં વાક્યમાંનાં સહભેદ ક્રિયાપદને મુળભેદનાં રૂપ આપો.

1 The bread was baked by her. 2 She is not envied by us. 3 Some songs were being sung by us. 4 We were seen by him. 5 They were delayed by the flood in the river. 6 Some seeds were sown by our gardener. 7 William the Second was killed by Walter Tyrrel. 8 We were gladdened by the sight. 9 The man was bitten by a snake. 10 He is admired by them. 11 She was beloved by all who knew her. 12 The ship was tossed about by the waves. 13 He is beloved by all. 14 The English were conquered by the Normans. 15 The ship was borne along by the billows. 16 Taxes are imposed by all governments. 17 Peace was concluded.

# THE VOCABULARY.

---

અગત્યનુ important, needful
અગાઉ formerly
અંગૂઠો thumb
અજાએબ જેવું curious, wonderful
અંજીર a fig
અઠવાડિયું a week
અઢી two and a half
અદેખાઈ envy
અદેખાઈ કરવી to envy
અધિપતિ an editor
અધૂરૂં unfinished, incomplete
અનાજ grain
અનીતિવાન immoral
અપાવવું to get
અભ્યાસ કરવો to learn, to study
અપૂર્ણ imperfect
અર્થ વગરનું nonsense
અર્ધ a half
અર્ધો a half-rupee, an eight-anna piece
અલ્યા I say
અસ્ત્રો a razor

આ this one here
આકાશ the heavens
આગ firo
આગગાડી a railway train
આંગણું a compound
આગળ at
આઘા રહેવું to forsake, to renounce
આ જગજીવન Jagjiwan here
આજથી from to-day, henceforth
આજેજ મેં જોયું I never saw —before
આજેજ મેં સાંભળ્યું I never heard — of before, I never heard before of
આટલુંજ is this all?
આડાઈ stubbornness
આણવું to bring
આપ you, Sir

આપણે દરેક જણ every one of us
આપનો your, Sir
આપવું to give, to give away, to lend, to let have
આફીસ an office
આબરૂદાર worthy, honourable
આ રહ્યું here it is
આવતી કાલે to-morrow
આવવું to come, to come up
આવૃત્તિ an edition

ઇનામ a prize
ઇનામની ચોપડી a prize-book, a book got as a prize
ઇરાદો an intention

ઉતાવળ કરવી to be in a hurry, to make haste
ઉતાવળથી quickly, fast
ઉદાર liberal, charitable
ઉદ્ધત insolent
ઉદ્યોગી diligent, industrious, energetic
ઉપર on, upon, in

ઊંઘી જવું to go asleep
ઊંટ a camel
ઊંટની ગોવાળણી a woman who herds camels
ઊતરવું to come down, to go down
ઊંધું upside down
ઊનાળો the hot season, summer
ઊભું થવું to stand up
ઊભું હોવું to be standing
ઊલટું on the contrary

એક the same
એકજ but one
એકઠું થવું to collect
એકવડું single
એક વર્ષની ઉમરનું one year old
એક વેળાએ one time, once
એટલામાં at that moment, just then
એમજ the same
એશું what do you mean by? (with a present participle)

ઓછું less
ઓટ the ebb, low water

કજીઆ ટંટા quarrels and brawls
કંજુસ a miser

કઠણ hard
કડિયો a mason, a brick-layer
કથરોટ a tray
કથા a story
કદી નહિ never
કંદોઈ a confectioner
કનેથી from
કપાળ the forehead
કબુલ કરવું to agree to, to confess, to promise
કબૂલ નહિ કરવું to reject
કરડું strong
કહીને called
કલમ ઘડવી to mend a pen
કહેવાવું to be called
કહ્યું told
કળા an art
કાંઈ something
કાંઈ નહિ, કાંઈએ નહિ nothing
કાગડો a crow, a rook
કાચ a pane of glass, a pane
કાચને લાકડી મારવી to throw a stick at a pane of glass, to strike glass with a stick
કાઢવું to take out
કાઢવું (ચિત્ર) to draw, to paint
કામ a business
કામ કરવું to work

કામની useful
કામમાં આવવું to be useful to be employed
કારણ કે because
કાળજી રાખવી to take pains
કિનારો a bank
કીમત price
કીમતનું, કીમતવાન valuable
કુકર્મી vicious, immoral
કુટુંબ a family
કૂદવું to jump
કૂદી પડવું to jump
કુરકુરિયું a puppy
કૂવો a well
કેમકે because
કેમ થવું how to be done
કેરી a mango
કેવું what
કોઈએ નહિ no one, nobody
કોઈનું હોવું to belong to some one
કોદાળી a spade

ખડકી મૂકવું to pile up
ખપનું important
ખરચ expenses
ખરાબ bad
ખરાબ કરવું to dirty, to ruin
ખરાબ થવું to be dirtied

ખરાબ રીતે ચાલવું to conduct oneself badly
ખરા મનથી with all (one's) heart
ખરૂં (= ખરેખરૂં) indeed, verily
ખસવું to give way
ખસેડવું to move, to shove (સક)
ખસેડીને પાડવું to push off
ખાવે from eating
ખાનગી private
ખાલી vacant, empty
ખાવાનું food
ખીલો a nail
ખુશી pleased
ખૂણો a corner
ખૂબસુરત handsome
ખેડવું to plough, to till, to cultivate
ખેડુત a farmer, a cultivator
ખોટું (નામ) evil

**ગરીબ** poor, humble, gentle
ગળવું to swallow
ગાડી the railway station, the train
ગાતાં શીખવવું to teach to sing
ગાંધી a druggist
ગાળ દેવી to use abusive language
ગીત a song
ગુંચવણ ભરેલું involved
ગુસ્સે angry
ગોખવું to prepare
ગોધો a bull
ગોળ treacle
ગોળી a ball, a bullet

**ઘણા, ઘણી, ઘણું** many
ઘણાં many, several
ઘણું (જોઈએ તેથી) too much
ઘણું કરીને for the most part
ઘણો ઘણી, ઘણું much
ઘર આગળ પહોંચવું to reach a house
ઘર home, at home
ઘરેણું an ornament
ઘાલવું to put
ઘેલું stupid, foolish

**ચકલી** a hen-sparrow
ચકલો a cock-sparrow
ચપ્પુ a penknife
ચરવું to graze, to eat grass
ચહાવું to love, to like, to wish, to be fond of
ચાકરી a situation
ચાંચ a beak, a bill

ચાલવાનું મન a wish to walk
ચાલવું to behave, to conduct oneself, to move, to do
ચાવવું to chew
ચિતારો a painter
ચિત્ર a picture, a painting
ચીરીને દોડવું to run across
ચુકીજવું to miss
ચોખા rice
ચોખ્ખું pure, clean
ચોપડી a book, a work
ચોસલું a square piece, a cake

છબી a likeness, a picture
છાપરૂ a roof
છુંદાઈને મરણ પામવું to be crushed to death
છુપી રીતે ભમવું to lurk about, to prowl about
છેલ્લી વખત last
છેવટ at last
છોકરો a boy, a son
છોકરામાંનો કોઈ some one of the boys.

જક obstinacy
જક્કી obstinate
જંગલી wild

જગા a place, a situation
જડવું to fasten (on, to)
જણાવવું to make known, to declare
જતન કરવું to take care of
જન્મ birth
જમણી ગમ on the right side
જમવું to eat, to dine
જમવું (સકર્મક) to have to dinner
જમવું (અકર્મક) to dine
જરા જોવું to look on a little
જરૂરનું important, urgent
જવા આવવાનું of the journey, of travelling
જવાની રજા leave to go
જવાબ આપવો (કંઈનો) / જવાબ આપવો પડવો } to answer for, to be responsible to
જાણતો હશે likely knows
જાણવું to know, to think
જીવ a creature
જુદું different
જૂઠું (નામ) a lie
જૂઠું બોલવું to tell a falsehood, to tell a lie અથવા lies
જૂઠો a liar, a story-teller
જેટલાં—તેટલાં as many as

જેટલું—તેટલું as much as
જેમ—તેમ as——as
જેવડું—તેવડું as large as
જેવું—તેવું as, like
જોડો a shoe
જોતા રહેવું to observe
જોયું ન જોયું કરવું to overlook
જ્યાં ત્યાં wherever

ઝાડી a forest
ઝાલીને caught and
ઝેર poison

ટાઢ વાયછે it is cold
ટૂંકું કરેલું shortened
ટેવ a habit
ટોપરૂં a cocoanut kernel
ટોળું a drove, a herd, a crowd

ઠઠ a crowd
ઠામેઠામ from place to place
ઠીક proper, nice, very well, well
ઠોકવું to beat, to thump

ડાક આગબોટ a mail steamer, the mail
ડાકના કાગળની પેટી a letter-box
ડુબી મરવું to be drowned
ડોળો the pupil

ઢાંકવું to cover
ઢોર cattle
ઢોળ ચઢાવવો to gild
ઢોળાવું to be spilt

તજવું to forsake, to renounce, to lay aside
તંદુરસ્તી health
તરજુમાનો પાઠ કરવો to do translation
તરફ જોવું to look at
તર્કુ a sowing machine
તસુ an inch
તળાવ a pond
તળે at the bottom
તાણવું to pull, to draw
તાપ heat
તારે ત્યાં to your house
તીખું sharp
તુરત just now, immediately
તેજવાળું sharp
તેડાવવું to send for
તેથી therefore
તેની ભૂલ છે it is wrong of him
તેમની પાસે beside them
તેમનું their

તેવાસ્તે for that, hence, therefore
તૈયાર ready
તૈયાર કરવું to prepare
તોડવું to break
તોપણ yet
તોરો a gold border

થડ a stem, a trunk
થવા આવવું (=લગભગ થવું) to be almost
થવું to be caused by
થી લઈજવું to take from
થોડું (જોઈએ તેથી) too little

દયા mercy
દયા કરવી to have mercy on
દયા આવવી to be sorry for
દયા રાખવી to be kind to
દયાળુ merciful, kind
દરદી a patient
દરરોજ નિશાળે આવવું to be regular in one's attendance
દરેક જણ every one
દાખલો a sum
દાડેમ a pomegranate
દાઢ a molar
દાઢનું દરદ tooth-ache
દાણા grain
દાણો a grain
દાળ pulse
દુકાન a shop
દુ:ખ misery
દુ:ખી afflicted, miserable, unhappy
દુષ્ટ wicked
દૂર distant
દૂરબીન a telescope
દેડકું a frog

ધંધો a trade
ધન wealth
ધારવું to think, to reason
ધિક્કારવું to hate
ધોળો ભાગ the white

નકામી useless
નક્કર solid
નબળું weak
નવાબ a nabob
નવા જેવું almost new
નાખીદેવું to throw away
નાખુશ displeased
નાખુશી displeasure
નાટક a play
નિર્દય કામ a cruel action
નિશાળમાં અથવા નિશાળે ભણવું to attend school or to be a boy at school

નિશાળે મૂકવું to put to school
નીચે beneath, under
—ની વાત માનવી to believe in
—ની વાત કરવી to talk about
—ની વાત વાંચવી to read the story of
નુકસાન mischief, injury
નોકર રાખવો to take into one's service
—નો વિચાર કરવો to think of

પટેલ a farmer
પડતું મૂકવું to leave, to let go, to drop
પડવું to fall, to be lying
પડીછે has fallen
પડી રહેવું to remain confined
પડેલું lying
પણ but, even
પર on, upon
પરથી off
પરમેશ્વર God, the Lord
પરીક્ષા લેવી to examine
પલળવું to become wet
પહેરીને with
પહેલાં first, previously, in the first place, at first
પાછલો પહોર the afternoon
પાછું પહોંચાડવું to return
પાટિયું a board
પાઠ a lesson, an exercise, a task
પાઠ કરવો to do an exercise
પાઠ લેવો to hear a lesson
પાઠ શીખવો to prepare a lesson
પાડવું to throw down
પાડું a young buffalo
પાપ કરવું to commit sin
પાયો a foundation
પાર જવું to go to the other side of
પાર થવો to be fordable
પારપાડવું to succeed
પાલખી a palanquin
પાવલી quarter of a rupee, a quarter-rupee, a four-anna piece
પાસે near, by, beside
પાસેથી by
પાળવું to keep, to rear, to feed
પાળેલું tame, domestic
પિત્રાઈ ભાઈ a cousin [in
પીરસેલીથાળી a dish with food
પૂછડી a tail
પૂછવું to make inquiries
પૂરું completely, complete
પેદા કરેલું પ્રાણી a creature
પેન a slate-pencil

પેલું the, that one there
પેલું રહ્યું there it is
પેલે પાર on the other side
પૈસા બેસવા to cost
પોતાનું ઘર home
પોતે bimself
પોલું hollow
પોળ a street
પ્રભુ the Lord
પ્રાણી an animal, a being

ફરજ a duty
ફર્યાદ a complaint
ફાટીજવું to be torn
ફૂટી (સાળી) to go through
ફૂલ તોડવું, ચુંટવું to pluck a flower
ફોડવું to break

બગાડ mischief
બચાવવું to save from, to deliver from
બચ્ચું a young one
બતક a duck, drake (નર)
બંદર કરવું to touch the place
બંદીખાનું a prison
બધી વાત everything, all

બધે everywhere

બનવું to become, to be made, to take place
બનાવવું to make
બરણી a jar
બરફી barfi
બર્ક Burke
બહાર out
બહુ (વિશેષણ) much
બહુ (ક્રિયાવિશેષણ) very
બહેરું deaf
બળદ a bullock, an ox
બળી જવું to be burnt
બાંધવું to tie, to fasten, to bind, to build
બારીક minute
બિચારું poor
બિચારો a poor man
બીજગણિત algebra
બીડ a meadow
બુચ a cork
બેઠાં બેઠાં sitting there
બેસી ગયો sat down
બેસવું to sit

ભટકવું to wander
ભણવું to learn, to study
ભણી towards, in the direction of
ભત્રીજો a nephew
ભરવાડ a shepherd

ભાઈ સાહેબ Sir
ભાગ થવા to consist of
ભાગવું to break
ભાતભાતના several sorts of
ભાર weight
ભારો a bundle
ભૂંડું wicked
ભૂલ a fault
ભૂસાઈ જવું to be blotted out
ભેગા થવું to be assembled
ભેંસ a buffalo
ભોંય the ground, land

મગફળી a groundnut
મજાનું fine
મડમ સાહેબ a lady, Mrs.—Madam, Ma'am
મંડળી a society
મદદ કરવી to help
મથાળું the top
મને ઊકલેછે I know, can read
મને થોડે ચાલેછે a little is enough for me
મને મન થાયછે I feel inclined to
મહારાણી a queen, an empress
મહિમા glory
મહેનત trouble
મહેરબાની mercy, kindness
મળવું to meet, to see, to fall in with
માગવું to want, to wish, to ask for
માંદું પડવું to become ill
માનવું to heed
માફ કરવું to forgive, to pardon
માફક આવવું to agree with
માબાપ parents
મામો an uncle
મારવું to beat
મારવું (મારી નાખવું) to kill
મારા કામનું of use to me
મારાથી જેટલું થાય all I can
મારાથી જેમ થાય in any way or in every way I can
મારી ઇચ્છા થાયછે I wish
મારી ઉમર નાની છે I am young
માશી an aunt
માંહેથી from within
માંહે ઠોકવું to drive in
માંહેલું of
મુશ્કેલ difficult
મુઆ પછી after death
મૂઠો ભરીને handful
મૂલ્યવાન precious, valuable
મેળો a fair
મોઘું dear, expensive

મોટું big, large

યંત્ર a machine
યુક્તિ a design, a plan, a contrivance

રચવું to compose, to write
રમતીઆળ playful
રમાડવું to amuse
રસ્તામાં પડ્યુંછે is lying on the road
રસ્તે along the road
રહેવાશી an inhabitant
રહેવું to live
રાખવું to keep
રાખીને kept and
રાજ્ય an empire
રાજ્ય કરવું to reign
રાજ્યાધિકારી a sovereign
રાત પડી જવાની બીક fear of being benighted
રાતે at night
રીસ ચઢવી to become angry
રીસાળ peevish, cross
રૂડાં વાનાં good things
રૂપાળું pretty
રૂવાં small hairs, down
રોજ every day, daily
રોજો a tomb
રોવું to cry

લઘુવ્યાકરણ a smaller grammar
લાકડી a stick
લાંચ ખાવી to take a bribe
લાચાર destitute
લાત (નામ) a kick
લાત મારવી to kick
લાભ લેવો to profit by, to be benefited by
લાલી red (noun)
લાવવું to bring
લીમડાનું ઝાડ a nimb-tree
લુગડું cloth, dress, garment
લેવું to buy
લોટમાં ભેળ છે the flour is adulterated
લોભી avaricious

વખત ગુમાવવો to waste time
વગડો the fields, the country
વટેમાર્ગુ a traveller
વડે with
વધારે more
વરસાદનું about the rain
વર્તણુક a conduct
વહેલું મોડું sooner or later
વાઘ a tiger
વાંચતાં લખતાં to read and to write

વાડ a hedge
વાડી a garden
વાડો a yard, a court-yard, an enclosure
વાત a fact, a thing, a circumstance, a story
વાત કરવી to talk, to converse
વાત થવી to speak out
વાંદરું a monkey, an ape
વાવ a well
વાવવું to sow
વાળું કરવું to take one's supper
વિચાર કરવો to think, to reflect
વિચારવું to consider
વિદ્યાર્થી a scholar, a pupil, a student
વિદ્વાન a learned man
વિશાળ vast
વિવરણ a paraphrase
વિશેષનામ a proper name
વીંછી a scorpion
વેગળે at a distance
વેચાતું લેવું to buy, to purchase
વેઠવું to endure
વેઢો a joint
વૈદ્ય a doctor, a physician
વોહોરો a bohora, a pedlar

શરમાવવું to be ashamed
શિક્ષા કરવી to punish
શેરડી sugar-cane
શોધ લાગવો to be invented, to be discovered

સંખ્યા વધારે થવી to outnumber
સગી બેન a sister
સગો ભાઈ a brother
સટકી જવું to steal away
સંપૂર્ણ perfect, complete
સભા an assembly, a congregation
સભાસદ a member
સરખાં such (animals) as
સરદાર a general
સર્વવ્યાપક omnipresent
સલામ કરવી to bow, to salute
સવા one and a quarter
સવારી કરવી to ride
સહીસલામત safe
સાચું બોલવું to tell the truth
સાટું a bargain
સાટું કરવું to exchange
સાટે instead of, in exchange for
સાંભળવું to listen to
સામાન goods, baggage
સામું જોવું to look at

સામે opposite
સારી રીતે વાપરવું to make a good use of
સરવાળો the sum
સાર્વભૌમ રાણી an empress
સાહેબ you—Sir, a gentleman, Master
સાહેબનો છોકરો a young European gentleman, Master
સાહેબની છોકરી a young European lady, Miss
સિપાઈ a soldier, a policeman
સીધું કરવું to straighten
સુતાર carpenter
સૂકાવવું to dry
સુક્ષ્મદર્શક યંત્ર a microscope
સૂડી clippers
સુધી as far as
સુરતનો of Surat
સૃષ્ટિ creation
સૈકું, સૈકો, સેંકડો a century
સોંપવું to hand over

હજી yet
હથોડી a hammer
હદ a limit
હમણાં just now, immediately
હલકી પાઘડી a cheap turban
હશે must be, must have been, likely was
હળ a plough
હા કહેવી to consent
હાલ at present, now
હિમ્મત courage
હિમ્મતનું કામ an undertaking requiring courage
હીરાગળી ધોતી a loin-cloth with a silk border
હોડી a boat

BOMBAY :—PRINTED AT THE INDIAN PRINTING PRESS.